'સ્વદેશ' ગ્રંથાવલિઃ પુષ્પ ૧ લું.

# ઝારાનું યુદ્ધ.

યાને

## કચ્છની શૌર્યકથા.

શ્યામજી હરિરામ વકીલ.

સ્વદેશ'ના ગ્રાહકોને પ્રથમ ભેટ.)

# ઝારાનું યુદ્ધ યાને

## કચ્છનું શૌર્યદર્શન.

લેખકઃ શ્યામજી હરિરામ વકીલ.

( 'પ્રભુ પ્રાર્થના' સંગ્રહના કર્તા ).

**धर्माद्धि युद्धा च्छ्रेयोडनत्क्षत्रियस्यनविद्यते ।**

ક્ષત્રીયોને ધર્મયુદ્ધ વિના બીજું કંઇ કલ્યાણકારક નથી.

**यद्रच्छया चोपपन्नं स्वर्गद्वार मयावृतम् ।**

**सुखीनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीद्रशम् ॥**

પ્રાર્થના કર્યા વિના દૈવેચ્છાથી મળેલા અને સ્વર્ગના ખુલ્લાં બારણાં સમાન આવાં યુદ્ધને હે પાર્થ ! સુખી ક્ષત્રિયોજ મેળવે છે.

( ભગવદ્દગીતા. )

'સ્વદેશ' ગ્રંથાવલિ કાર્યાલય.

વિક્રમાર્ક ૧૯૮૧.

પ્રથમાવૃત્તિ. મૂલ્ય દોઢ રૂપિયો. પ્રત ૨૦૦૦.

# અર્પણ !

## શ્રીમાન શેઠ હેમરાજભાઇ ખીયસીના સદ્‌ગત પવિત્ર આત્માને.

એક પ્રામાણિક અને કાબેલ વ્યાપારી તરીકે, તેમજ સદ્‌ગૃહસ્થને છાજે તેવા, સાદા, સરળ અને પવિત્ર જીવનના આદર્શ રૂપ ઉત્તમ ગુણોને લીધે; જગતમાં જેમણે નામવરી હાંસલ કરી છે; તે પવિત્ર આત્માને અત્રે હું યાદ કરૂં છું. નીતિપૂર્વક ઉપાર્જન કરેલ દેવી સંપત્તિનો સદુપયોગ કરનારા તેઓ વિરલ શ્રીમંત હતા. સ્વદેશ–કચ્છ તરફ જેમને ઘણો અનુરાગ હતો; આ દેશની ભૂતકાળની પ્રજાના ધર્મ, અને જાનમાલના રક્ષણ માટે, રાજપૂત જાતિયે બજાવેલી અમૂલ્ય સેવાઓની તેઓ કદર કરનારા હોઇ તેમને યોગ્ય ઉત્તેજન અને આશ્રય આપતા હતા. ગરીબોના સાચા સહાયક હતા. દુઃકાળના સંકટો વખતે તેમનું દયાળુ અંતઃકરણ દ્રવી ઉઠતું હતું. નિસ્વાર્થપણે ઝાહેર તેમજ ગુપ્ત આશ્રય આપીને જેમણે અનેકોના આશિર્વાદો મેળવ્યા હતા. મારા પ્રત્યેના સદ્‌ભાવોના સ્મરણ માટે, તેમજ તેમના ઉમદા ગુણોથી આકર્પાઇને તે દાનેશ્વરી મહાન પુરૂષના પવિત્ર આત્માને આ પુસ્તક પ્રેમપૂર્વક અર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું. અસ્તુઃ

લી. હું છું,

**શ્યામજી હરિરામ વકીલ.**



સ્વ. શેઠ હેમરાજભાઇ ખીઅશી

# સ્વ. શેઠ હેમરાજ ખીયશી:

**–એમના જીવનની આછી રેખા–**

**સ્વ.** શેઠ હેમરાજ ખીયશીનો જન્મ સંવત **૧૯૧૭ ના વર્ષમાં** થયો હતો. શેઠ ખીયશી કરમણના તે સહુથી નાના પુત્ર થાય.

શા. ખીયશી કરમણ કચ્છના અબડાસા જીલ્લામાં જૈનોના સુપ્રસિધ્ધ યાત્રાસ્થળ સુથરી નામના ગામના વતની અને જાણીતા નરપાણી કુટુંબના વંશજ હતા. તેમણે પોતાના જીવનમાં ખેતિવાડીનો ઉત્તમ, સ્વતંત્ર અને સ્વાશ્રયી ધંધો કર્યો હતો. તેમનાં સુપત્ની ગંગાબાઇ તે શેઠ હેમરાજ ભાઇનાં માતા. એ દંપતીને નવ પુત્ર અને એક પુત્રી મળી દશ સંતાનો થયાં હતાં. તેમાં દાનવીર શેઠ ખેતસિંહ ખીયશી [ સ્વ. શેઠ હેમરાજ ખીયશીના મોટાભાઇ ] તો સમસ્ત ભારતની જૈન કોમમાં વિખ્યાત થઇ ગયા છે.

શેઠ હેમરાજ ભાઇએ આજકાલ જેને કેળવણી કહેવાય છે તે જાતની કેળવણી લીધી નહોતી. બાલ્યકાળમાં તેમણે ગુજરાતી ભાષાનો થોડો ઘણો અભ્યાસ કર્યો હતો એટલું જ. તે પછી તેમણે વ્યવહારમાં પ્રવેશ કરી, વ્યાપારના ક્ષેત્રમાં સારી કુશળતા બતાવી હતી.

શેઠ હેમરાજભાઇ ઉપર લક્ષ્મીદેવીની પરમકૃપા હોવા છતાં તેમનામાં આજકાલના ધનાઢયોના જેવું તુંદમિજાજીપણું, અતડાપણું કે અકડાઇ નહોતાં. તેઓ દેખાવે જેટલા સાદા અને સરળ હતા તેવોજ તેમનો સ્વભાવ પણ હતો. તેમનું વર્તન ખાનદાનીભર્યું અને બીજાના હૃદયમાં પોતાને માટે સહજે માન ઉત્પન્ન કરાવે તેવું હતું.

દીનજનોના દુઃખે તેમનું હૃદય નિરંતર દ્રવતું અને જ્યાં જ્યાં દુઃખની કારમી ચીસ સંભળાય ત્યાં ત્યાં ધસી જઇ પોતાનાથી બની શકતી આર્થિક સહાય ઉદાર દિલે અને પોતા હાથે કરતા. એમના મોટાભાઇ સ્વ. શેઠ ખેતશીભાઇની લગભગ એકેએક સખાવતમાં શેઠ હેમરાજ

ભાઇનો ફાળો તો હોય હોય ને હોયજ. પાલીતાણા જૈન બૉર્ડિંગને તેઓશ્રીએ સારી રકમ આપી હતી. નિરાશ્રીત ફંડમાં રૂ. ૨૫૦૦૦, પાલીતાણાની રેલની હોનારત વખતે સંકટ નિવારવામાં રૂ. ૫૦૦૦૦ જેવી રકમો સ્વર્ગસ્થે આપી હતી. ઉપરાંત મુંબઇની શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન બૉર્ડિંગ સ્કૂલને પણ સારી રકમ અર્પણ કરી હતી, શિવાય પોતાની જ્ઞાતિના ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓને ખાનગી મદદ નિરંતર આપતા તે જૂદી. મુંબઇની માંડવી લત્તામાં ચાલતી યુનિયન સોસાઇટીના વાચનાલયને કેટલાંય વર્તમાનપત્રો અને મહાવારીયાં એમના તરફથી ચાલૂ મળે છે.

સ્વર્ગસ્થ શેઠે પોતાના જીવનનો પાછલો ભાગ લગભગ વાનપ્રસ્થાશ્રમ જેવો ગાળ્યો હતો. પોતાના મૃત્યુ અગાઉ થોડાજ સમય પહેલાં, કચ્છમાં પડેલા ભયંકર દુષ્કાળમાંથી કચ્છી બંધુઓ તથા મુંગાં પ્રાણીઓને બની શકે તેટલી સારી રીતે મદદ કરવાના ઇરાદે, તેઓ જાતે કચ્છમાં પોતાની જન્મભૂમિ સુથરી ગયા હતા અને ત્યાં રૂ. ૧,૦૦,૦૦૦ કરતાં પણ વધારે રકમ તે કામ પાછળ ખર્ચી હતી. અને જીવનની સંધ્યા સમયે એવા પરમાર્થથી સંતોષ મેળવી સંવત ૧૯૮૦ ના ચૈતર સુદ ૫ ના દિવસે તેમણે ૬૩ વર્ષની વયે આ અસાર સસારનો સંપૂર્ણ સંતોષની સાથે ત્યાગ કર્યો હતો.

સ્વર્ગસ્થને સંતતિમાં એક પુત્ર અને ચાર પુત્રિઓ હતાં. જેમાંથી એક પુત્ર શેઠ શામજી હેમરાજ અને એક પુત્રિ બહેન લક્ષ્મીબાઈ અત્યારે હયાત છે. એમના સુપુત્ર શામજીભાઇ. પણ કુશળ વ્યાપારી હોઇ પિતાને પગલે ચાલી સ્વદેશ, સ્વધર્મ અને સ્વજ્ઞાતિની સેવા બજાવવાના રસિયા છે.





શ્રી વૃજલાલ ભગવાનલાલ છાયા
એમ. એ. બી. એસ. સી.

# ઉપોદ્‌ઘાત.

લેખક: **શ્રી વ્રજલાલ ભગવાનલાલ છાયા.**
એમ. એ., બી, એસસી.

શ્રીયુત શ્યામજી ભાઇએ લખેલું આ પુસ્તક આદિથી અંત સુધી અવલોકતાં જણાવ્યા વિના નથી ચાલતું કે કચ્છની ઐતિહાસિક સામગ્રીમાં આ પુસ્તક દ્વારા બહુજ ઇચ્છનીય અભિવૃધ્ધિ થવા પામી છે. ઝારાનું દારૂણ યુધ્ધ કચ્છમાં લડાયું હતું એટલા પૂરતી હકીકતથી સર્વ કોઇ કચ્છી સામાન્યતઃ વાકેફગાર છે. રા. આત્મારામ ભાઇ કૃત કચ્છના ન્હાના મ્હોટા ઇતિહાસોનાં પુસ્તકો દ્વારા આ યુધ્ધ કચ્છમાં થયેલાં યુધ્ધોમાંનું એક મહાન યુદ્ધ હતું એટલી માહિતી મળી રહે છે; પરંતુ આ યુદ્ધની ભયંકરતા, આ યુધ્ધમાં કચ્છી વીરોએ દાખવેલી વીરતા, આ યુધ્ધ પ્રસગે કચ્છી વીરાંગનાઓએ અંતકાળે બાળ બચ્ચાં સહીત દર્શાવેલી દ્રઢતા, કચ્છી રાજપૂતાણીઓનો અડગ ટેક અને કચ્છની રાજગાદી પ્રત્યે ભાયાતોએ અને અન્ય વર્ગે જાળવી રાખેલો નેક, તથા એ નેક અને ટેક ટકાવી રાખતાં રોમાંચ ખડાં કરી નાંખતા બનાવોનું યથાસ્થિત બ્યિાન આજ પર્યંત કોણે આપ્યું છે ? કોઇએ નહીં. સિંધી સૈન્ય સામ્હે સબળ બાથ ભીડી, રાણા પ્રતાપ તુલ્ય અસીમ અડગતા અંત સુધી કાયમ રાખી, પચ્છમ ધરા ધણીનાં રાજ્યગૃહની રાજકન્યાનો સંબંધ સિંધુપતિ વિધર્મી ગુલામશાહ વેરે નહીં બાંધવાની ધર્મપ્રતિજ્ઞા પાળી, મહારાઓ શ્રી ગૉડજીએ કચ્છનું નામ રાખ્યું તેના માટે કચ્છી પ્રજા ગૉડ રા'ને કોઇ કાળે વીસારે પાડી શકે એમ નથી. ગૉડજી મહારાજના કુલાભિમાનનો, કચ્છના વીરનરોનાં સ્વદેશાભિમાનનો અને એ ઝમાનાની પરિસ્થિતિનો આધુનિક કચ્છી પ્રજાને કંઇક અંશે ભાન કરાવવાનો સ્તુત્ય પ્રયાસ આ લઘુ પુસ્તક દ્વારા થયો છે; અને આ પ્રયાસ સર્વાંશે સફળ થયો છે એમ પ્રત્યે

સહૃદય કચ્છી એક અવાજે કબૂલ કરી આ પુસ્તકને સ્નેહપૂર્વક વધાવી લેશે એમ આશા રહે છે.

અતિશયોક્તિ દોષથી સમૂળગા રહેવા છતાં ઐતિહાસિક વિષયમાં રસતા રેડવી એ એક કળા છે. સ-રસતાની સાથે આમેહુમ શૌર્યદર્શન કરાવવું એ આ કળાની વિશેષતા છે, અને ભૂતકાળના રણયજ્ઞ સમયનાં શૌર્યદર્શન સાથે વિના શબ્દે વર્તમાન કાળની નિર્માલ્યતા ટાળવાનો બોધપાઠ પઢાવવો એ કળાકારની કળાનો ઉચ્ચતમ આદર્શ હોય છે. આ આદર્શને પૂર્ણતાની ટોંચ પર પહોંચાડવાનો પ્રબળ પ્રયાસ કરતાં આપણા સ્વજન, પ્રસ્તુત પુસ્તકના લેખક મહાશયે એક અચ્છા કલાભિજ્ઞની કૃતિનો કચ્છી પ્રજાને લાભ આપ્યો છે; તેના માટે કચ્છની સ્વદેશવત્સલ જનતા એઓશ્રીને જેટલો ધન્યવાદ આપે તેટલો ઓછો છે. સામાન્ય નવલકથાકારોની વાત બાજુએ રાખતાં ઐતિહાસિક નવલકથાકારોને પણ કથા સંબંધ જાળવી રાખવા કારણે કલ્પિત પાત્રો ઉપજાવી કહાડી કથા પ્રવાહમાં ઉણપ નહીં આવવા દેવાની સવળતા હોય છે. કેટલાક આ પંક્તિના કથાકારો પોતાના પાંડિત્યનો આડંબર દર્શાવવાની ઉત્કટ ઇચ્છાને આધીન થઇ મૂળ વસ્તુથી એટલી સીમા પર્યંત સુદૂર થઇ જાય છે કે, અંતમાં ઐતિહાસિક તત્વ લગભગ નષ્ટ થઇ જતાં લેખક મહાશયની અસ્મિતા દર્શાવવાની પ્રલોભના સિવાય અન્ય કશુંએ સુજ્ઞ વાંચકની દ્રષ્ટિએ ચઢતું નથી. ઉપર્યુક્ત પ્રકારની કોઇપણ ક્ષુદ્ર વાસનાને વશ નહીં થવામાં પ્રસ્તુત પુસ્તકના કર્તાએ ડહાપણજ વાપર્યું છે; એમ આ પુસ્તક વાંચનાર પ્રત્યેક બંધુને સમજાયા વિના રહેશે નહીં. વળી આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આ કોઇ નવલકથા નથી પરંતુ એક ઐતિહાસિક બનાવનું યોગ્ય અને સાચાં સ્વરૂપમાં તાદ્રશ વર્ણવેલું આલેખન છે. આ કોઇ પેમલા પેમલીની વાર્તા નથી કે જેના ઘડીભરના જોશમાં તલ્લીન થયા બાદ જન્મભર જેને જહનમના ખાડામાં ફેંકી દેવાની જરૂરીઆત રહે છે, આ તો છે કચ્છના—આપણા કચ્છના—મહાન રણયજ્ઞનો, સર્વાંશે સત્યથી ભરપૂર

એવો, સચોટ ચિતાર ખડો કરી આપી ભવ્ય ભૂતકાળની સાથે વર્તમાનની તુલના કરાવનારો અને ભવિષ્યકાળ માટે સદ્ભાવના પૂર્વક સુઘટના ઘટાવી લેવાનો મહામૂલો મોક્ષમંત્ર દર્શાવનારો, કદમાં લઘુ છતાં પણ ઉચ્ચ આશયમાં મહાન એવો કચ્છનો એકનો એક શૌર્યભાવ પૂર્ણ સદ્ગ્રંથ. આવી આ ભાવ-પૂર્ણ કૃતિ વિષે આટલો ઉપોદ્ઘાત્ કર્યા બાદ પુસ્તક કર્ત્તાની ઇચ્છાને આધીન થઈ ઝારાના યુધ્ધ કાળ પહેલાંની અને પાછળની સંસ્થિતિ વિષે ઐતિહાસીક દ્રષ્ટિએ બે શબ્દો લખવાનું યોગ્ય ધારૂં છું.

## સ્વતંત્ર સદી.

મહારાઓ શ્રી પહેલા પ્રાગમલ્લજીના રાજ્યકાળમાં એમના પુત્ર પહેલા ગૉડજીનાં પરાક્રમોને પ્રતાપે કચ્છકીર્ત્તિનાં બીજ રોપાયાં હતાં. આ બીજમાંથી કચ્છના કીર્ત્તિકાળ રૂપી વૃક્ષે ફાલી ફૂલી મોટા દેશળ રા'ના દેશને દીપાવ્યો, અને એજ દેશળ રા'ના દૈવત ભર્યા દિવસો દરમિયાન દેશાધિપતિ સાથે દેશ દીવાનની જ્યોત પણ પ્રથમ ઝળકી. કચ્છાધિપતિ સાથે હવેથી કચ્છ કામદારો પણ ગણત્રીમાં આવવા લાગ્યા. કચ્છના ઇતિહાસમાં કચ્છ કામદારી રૂપી નવું પાનું ખોલાયું; અને આ કામદારી ઉપર દેશનાં સુખ દુઃખનો મુખ્ય આધાર રહેવા લાગ્યો. સંવત ૧૭૭૫ નાં રાઓશ્રી પહેલા દેશળજીના રાજ્યારોહણનાં વર્ષથી શરૂ થતી કચ્છની સ્વતંત્ર સદીનો અંત રાઓશ્રી બીજા દેશળજીના સંવત ૧૮૭૫ ના વર્ષમાં ગાદીનશીન થવાની સાથે આવ્યો એ બીના પ્રત્યે અન્ય પ્રસંગે ધ્યાન ખેંચવામાં આવી ગએલ છે. આ સ્વતંત્ર સદીના આરંભ કાળમાં આપણો કચ્છ, સુખ સંપત્તિના ગિરિશૃંગે ચઢયો. આ સદીની પહેલી પચીશીમાં કચ્છકીર્ત્તિનો સુપ્રકાશ સર્વત્ર પ્રસર્યો અને એ પહેલી પચીશીના પાછલા ભાગમાં વિદ્યાકળાના ઉપાસક યુવરાજ લખપતરાજના લક્ષ્મી-લોભ ને લીધે દીવાન દેવકર્ણના અકાળ દેહાંતની સાથેજ ઝારાના યુદ્ધનું બીજ રોપાયું: એ માન્યતામાં પણ વાસ્તવિક્તાનો અંશ બહુ પ્રમા-

ણુમાં રહેલો છે. શેર બુલંદખાનની બુલંદીની બેહાલી કર્યા બાદ શાંતિ કાળમાં જે કુષળતા દેવકર્ણ શેઠે દર્શાવી તેનાં ખાસ ચિન્હ તરીકે સમસ્ત દેશમાં પ્રજા વર્ગ એમને ભાવપૂર્વક "શેઠ" શબ્દથી સંબોધતો, અને કચ્છના એ એકજ "શેઠ"ના સુત દ્વારા ઝારાનાં સમરાંગણનાં દ્વાર ખોલાયાં; એ પણ એક વિધાતાનું વિચિત્ર વિધાન નહીં તો બીજું શું ? જે શેઠે દેશધણી માટે ગર્દન ગુમાવી એજ શેઠના પુત્ર હસ્તે "કુલ્લ કુલ્લા" એવા એ કાળના કચ્છની વીરશ્રીની ગર્દન હણાઇ ગઇ. સમા રાજપૂતોની અને અન્ય કચ્છાભિમાની વીર પુત્રોની વીરતાનો અંત ઝારાનાં યુધ્ધક્ષેત્ર પર આવ્યો. ઝારાનાં યુધ્ધ બાદ સ્વદેશપ્રેમ પ્રેરિત સામુદાયીક સ્વાત્માર્પણ તે શું, એ વિશુધ્ધ આચરણની ઝાંખી સરખી પણ કચ્છભૂમિ પર પડી નથી એવાં અનુમાન ઉપર સહજ આવી જવાય છે. વીરશ્રીની વિનાશ સાથે કચ્છ પતનના બીજ રોપાયાં, અને આ વિનાશાર્થે વિધાતાની દુર્ભેધ વક્રગતિએ દીવાન દેવકર્ણ કોરજીના જે પુત્રને નિમિત્ત માત્ર બનાવ્યો. તે પુત્રની પ્રસંગોચિત કૈંક પિછાન અત્રે કરાવવાની આવશ્યકતા રહે છે.

## પૂંજો શેઠ.

દીવાન દેવકર્ણનો દીકરો એટલે બુધ્ધીશાળી અને પ્રતાપપૂર્ણ હોયજ એમાં નવાઈ શી ? પરંતુ દેશના દુર્ભાગ્યે દીવાનનાં દ્રવ્ય અને દૈવતના વારસા સાથે પુંજા શેઠના જીવનમાં આરંભથીજ ઝેર રેડાયું હતું. પિતાશ્રીનાં અકાળ અવસાન બાદ પુત્ર હૃદયની પ્રજ્વલિત જ્વાળાઓની શાંતિ અર્થે કચ્છ કામદારી રાઓશ્રી લખપતજીએ આ પ્રધાન પુત્રને અર્પી. વિલાસી રાજાની વિલક્ષણ પ્રવૃતિઓને પરિણામે કામદારીના અંત સાથે એ જ્વલિત જ્વાળાઓ પર શીતવૃષ્ટિની અવજીમાં ઘૃત હોમાયું, ધનલોભી લખપત રા' એ શેઠ લોકો અને શાહ લોકો વચ્ચે શાહમારીની બાજી ગોઠવી; શાહ રૂપજી શેઠ પૂંજાને સ્થાને આવ્યો. શેઠનાં સ્નેહી સંબંધીઓ રીબાયાં, મરાયાં. શેઠ પોતે પણ દંડાયો, ફુગાયો, અને

[illegible]

નાગની માફક શેઠની વેરવૃત્તિએ શાહનાં સંબંધીઓની કત્લ ચલાવી અને શાહના ઉપર સિતમ ગુજારવામાં કશી પણ ક્યાશ રાખી નહીં. છેવટે રાઓશ્રી જ્યારે આવા પ્રકારની શાઠમારીથી કંટાળ્યા ત્યારે પૂંજા શેઠને પ્રધાનપદ પરથી પદભ્રષ્ટ કરી કચ્છ કામદારીનું કાર્ય મહેતા ગોવર્ધનને ગળે ઘાલ્યું ! શાહ અને શેઠ વચ્ચે અકળાતી પ્રજાને કાંઈક રાહત મળવાનું ટાણું આવ્યું. મહેતો ગોરધન કામદાર થયો; પણ શા માટે ? એજ પૂંજા શેઠની પ્રપંચ જાળમાં ફસાઈ ગર્દન મરાવા માટે. સમયના પ્રવાહમાં તણાતો શેઠ હવેથી તદ્દન પ્રપંચમૂર્તિ બની ગયો. વૈર દેવીએ એના હૃદયમાં સ્થાયી વાસ કર્યો હતો. વેર, વેર અને વેર સિવાય અન્ય કોઈ પણ વૃત્તિને એના અંતઃકરણમાં સ્થાન મળી શકે એવી એની સ્થિતિ નહોતી. કચ્છ કામદારી તો મ્હારા બાપની—આ પેશ્વાઇ ભાવનાએ શેઠને ઘેર્યો. શેઠ ઘેરાયો અને એ ઘેરામાં શેઠનું સ્વદેશ વાત્સલ્ય દબાઇ જતાં એનું બાકીનું જીવન પ્રપંચ પિશાચિણી વશ થતાં રદ્દ બાતલ થઈ ગયું. દેવકરણનાં પુણ્ય પરવાર્યાં અને હવેથી પૂંજો શેઠ કચ્છનો કટ્ટો દુશ્મન નીવડયો. શેઠની આ શત્રૂવટમાં રા' લખપતની વિલાસિતાએ સહાયતા કરી. રંગરાગી રા' એ સ્વધર્માચારિણી સ્વપત્ની રાણી શ્રી રાજકુંવર બા પ્રત્યે દુર્લક્ષતા દાખવવા માંડી. ઝાલી ઝાંખી પડી, ખીજવાઇ. આ ઝાંખવટ અને ખીજવટનો લાભ શેઠ પૂંજાએ લીધો. શેઠની જાળમાં રાણી શ્રી અને યુવરાજ ઝડપાયાં. ભૂજ છોડી મૂંદ્રે જઇ શેઠ સાથે ભરાયાં, અને એ સમયે શેઠની મોહજાળમાં મહેતો ગોરધન-"ગઓહરે કચ્છ"-કચ્છનું એ જમાનાનું જવાહિર, સરળ, સીધો અને શાંત નર, રાઓશ્રીની દેશ પ્રત્યેની દુર્લક્ષતા મધ્યે પણ કચ્છની ટેક જાળવી રાખવા સબળ પ્રયત્ન કરનાર, અભેદમાર્ગી ભોળો મ્હેતો સપડાયો. શંકાશીલ રા'એ ગોરધનને ગર્દન મરાવ્યો. હવે રા' લખપતને કોઇ અઠંગ અઠીંગણુ રહ્યું નહીં. પિતા પુત્ર વચ્ચે ઝુંબેશ જાગી; પૂંજા બાજી ખેલાવા લાગી; અને અંતમાં જ્યારે યુવરાજની ભૂલ ભાગી ત્યારે શેઠને મ.સીક કોરી ૧૦૦૦ એક હજારના

દરમાયાથી મુંદ્રા છોડી મોથાળા જઇ વસવાની ફરજ પાડવામાં આવી. પાછળથી આ માસીક પગાર પણ બંધ પડયો. કોઇનો કચ્છમાં આશ્રય ન રહ્યો ત્યારે શેઠે કચ્છ છોડી સૌરાષ્ટ્રમાં જુનાગઢ સ્થાને વાસ કર્યો. યુવરાજ ગૅાડજી ગાદીપતિ થતાં જુનો નાતો તાજો કરી પ્રધાનપદ પ્રાપ્ત કરવા શેઠે સૌરાષ્ટ્રથી સ્વદેશ પ્રતિ પ્રયાણ માર્ગ ગ્રહણ કર્યો.

## જીવણ શેઠ.

દીવાન દેવકર્ણનો ગરીબ ભાણેજ, નામે જીવણ રાઓ શ્રી લખપતજીનો છેલ્લો કામદાર હતો. રાઓશ્રીની અંતકાળની ઇચ્છા ગૅાડજીને ગાદી નહીં આપવાની હતી, પરંતુ જીવણ શેઠની કુનેહથી સર્વે સરદારોએ સંપ કરી ગૅાડજીને એકદમ મુંદ્રેથી બોલાવ્યા અને ગૅાડજી ગાદી પતિ થયા. જીવણ શેઠની આ સેવાનો બદલો રાઓશ્રી શી રીતે વાળી શકે? ખરેખર, જીવણ શેઠને ખસેડી પૂંજાશેઠને કામદારી આપવાથી તો નહીંજ. વળી પૂંજા શેઠની પ્રપંચ પરાયણતાનો પણ ગૅાડ રા'ને કુમાર પદ કાળમાં સારો અનુભવ થયો હતો; એટલે પૂંજા શેઠને નીરાશ થવું પડયુ. કહેવાય છે કે એક વખતનો જીવણ, પૂંજા શેઠની પગચંપી કરતો હતો. ચંપી ચાલી રહી હતી ત્યારે શેઠે જરા મઝાકમાં પુછ્યું કે 'જીવણ, તું જો કામદાર થા તો શું કર?" જીવણે કામદારને ઉત્તર આપ્યો કે "બીજું તો જે કરવાનું હોય તે બરાબર કરૂં પણ પ્રથમ તો તમારાં માલ મિલ્કત લૂંટી લઇ તમારો ભાર તો જરૂર હલકો કરૂં." શેઠે વાત હસી કહાડી અને જીવણે પણ તેનુંજ અનુકરણ કર્યુ. દૈવગતિ ન્યારી છે એટલે એજ પગચંપૂ જીવણ—જીવણશેઠ કહેવાયો, કચ્છ કામદાર થયો. હવે શું એ જીવણશેઠ જૂનાગઢથી આવતા જૂના શેઠને ભૂજમાં પગ પણ મૂકવા આપે ખરો કે? કોઈ કાળે નહીં. શેઠ સામ્હે સાવધાન રહેવા માટે શેઠના એક બંધુ કે જેની આવજાવ ગૅાડજી પાસે સારી હતી તેનું પણ કાટલું કાઢી નાંખવાનું કાર્ય પૂંજાશેઠના એક સમયના હોકકા ભરનાર કુંવરજી એ

રીતે કર્યું તે વાત આગળ કહેવાશે. સારાંશ એટલોજ કે: પુંજાશેઠ ભૂજ પ્રવેશ કરી શકયા નહીં. ત્યાર બાદ એમણે શું શું કર્યું તે આ પુસ્તકમાં વિગતવાર વર્ણવવામાં આવ્યું છે. શેઠનો પરિતાપ એજ ઝારાના યુધનું તાત્કાલીક કારણ. દીવાનગીરીની અપ્રાપ્તી એજ શેઠનો અસહ્ય સંતાપ, અને શેઠનાં સંતપ્ત હૃદયના આતશની ચિણગારીઓ એજ કચ્છમાં દાવાનળ પ્રગટાવી કચ્છની વીરશ્રીને ભસ્મીભૂત કરાવનારી પિશાચિણી શકિતયો. શેઠ માટે આટલો પ્રસ્તાવ અત્રે બસ થશે.

## કચ્છ અને સિંધ.

સિંધ અને કચ્છના પુરાણા સંબંધનાં વિગતવાર વિવેચનની ખાસ આવશ્યકતા નથી, માટે કલ્હોડા કુળ વિષે ટૂંક બિયાન આપી કલ્હોડા સુબામિયાં ગુલામશાહની યોગ્ય ઓળખાણ કરીશું. જે સમયે પંજાબમાં ગુરૂ નાનકનો નેકી ભરેલો પ્રતાપ પડવા લાગ્યો, તેજ અરસામાં લગભગ સિંધમાં બલોચી સાંઇ આદમશાહની સુવાસ ફેલાવા લાગી. આ આદમશાહના વંશજો કલ્હોડા કહેવાયા.

શરૂઆતમાં ધર્મગુરૂઓ તરીકે એમની સત્તામાં દિવસાનુદિવસ વૃધ્ધિ થવા લાગી, અને અંતમાં ધાર્મીક સત્તાની સાથે રાજકીય સત્તા પણ સને ૧૭૦૫ ની સાલથી દિલ્હીપતિ ઔરંગઝેબની સહાનુભૂતિથી એમને પ્રાપ્ત થઇ. સને ૧૭૩૫ નાં વર્ષમાં કલ્હોડા શાહમિયાં નૂરમહમદની દિલ્હીના પાદશાહ તરફથી રીતસર નગરઠઠ્ઠા સ્થાને સિંધના સૂબા તરીકે નીમણુક થઇ. આ મિયાંએ ઇરાની નાદીરશાહની પણ મહેરબાની મેળવી સિંધ પરનો કલ્હોડા કાબૂ મક્કમ કર્યો! અને જ્યારે નાદીરશાહનાં મરણ બાદ અહમદશાહ દુરાની સિંધ બાજુ ઢળ્યો, ત્યારે અહમદશાહની પહેલી સલામી સામે જઇ કરી અહમદનું મન મનાવનાર વ્યકિત તે અન્ય કોઇ નહીં પણ મિયાં નૂરમહમદનો વડીલ પુત્ર મિયાં મહમદ મુરાદ યાબખાન નામક હતી. મુરાદયાબખાન સિંધની સૂબાગીરી દીર્ઘકાળ ટકાવી

શકયો નહીં, કારણ કે મુરાદયાબખાન અને એના બાપના અન્ય બેટાઓ વચ્ચે જાત જાતના ઝઘડા જાગ્યા; જેમાં છેવટે મીઆં નૂરમહમદનો ન્હાનો પુત્ર–કર્નલ ટૉડના શબ્દોમાં કહીએ તો એક સામાન્ય વેશ્યાને પેટે પ્રસવેલો પુત્ર–મીયાં ગુલામશાહ સિંધનો ગાદીપતિ થયો. આ વેશ્યા પુત્ર સાથે દિવાન દેવકર્ણના પુત્રે કચ્છની રાજ કન્યાનો લગ્ન સંબંધ બંધાવી આપવાની પેરવી કરી. હરિ! હરિ! તે પણ વળી ધોકાના મારના ડર વડે! અને તે પણ જ્યારે દેશળપૌત્ર ગૉડ રા' કચ્છધરાના ગાદીપતિ હોય ત્યારે?? અરે! અરે! આસમાન તૂટી પડે, સર ઝમીને કચ્છની સારી સલ્તનત બેદાન મેદાન થઈ કચ્છનાં સર્વ શ્રેષ્ઠ પુષ્પો ખરી પડે, સારો સિંધ કચ્છ સામ્હે આવી મરી પડે, તો પણ જ્યાં સુધી એ ગરવા ગૉડજીનાં ખોળિયાંમાં પ્રાણ હોય ત્યાં સુધી એ રાજવીર પાસેથી રાજકન્યા મેળવવી એ તો આકાશગંગા પ્રવાહમાંથી કોઈ મત્સ્યકન્યા પ્રાપ્ત કરવા સરીખુંજ હતું. આપણા આ ગૉડ રાજા કેવા હતા તેની ખરી ઓળખ કોઇ અન્ય પ્રસંગે કરીશું ત્યારેજ સમજાશે. જે ઇતિહાસકારોએ જે કાળો ચિતાર એમના માટે ચીતર્યો છે તે કેટલો બધો અયોગ્ય, અર્થહીન અને ભુલાવા ભરેલો છે. ગૉડજી જ્યારે ગાદીપતિ થયા ત્યારે પ્રજાએ એમના ઉપર બહુજ સારી આશાઓ બાંધી હતી. એ આશાવાદીઓ સાચા હતા, કિન્તુ કિર્તારે એમને એવી એવી કસોટીઓથી કસ્યા કે કઠિન કસોટીઓમાંથી રા' ગૉડ જેવો દૃઢ મનોધારી પુરૂષજ પસાર થઇ શકે. અસ્તુઃ આ ગૉડજી સામ્હે પ્રસ્તુત પુસ્તક કર્તાના શબ્દોમાં કહીએ તો "કનક, કાન્તા અને કીર્તિ"ના લોભમાં પૂંજાશેઠના સ્વાર્થી ઝાડુના ઝપાટામાં તણાતો મીઆં ગુલામશાહ ઝપટાયો. મીઆંને તો મુલ્કે કચ્છ પણ હજમ કરી જવાની હોંશ હતી. જર, જોરૂ અને જમીન એ ત્રણ વસ્તુઓ જોરતલ્મીથી તલવારની ધારે પ્રાપ્ત કરવા પાક સાંઇ આદમશાહનો કુળ દીપક કટિબધ્ધ ન થાય તો પછી અન્ય કોણ થાય? કલ્હોડા રૂપી કુકર્મી કુહાડાનો હાથો, કહેતી પ્રમાણે કચ્છીજ હોવો

જોઈએ, માટે કચ્છનાં કીર્તિવૃક્ષપર કારી ઘા કરાવવાનું કાર્ય શેઠ દેવકર્ણુના દીકરાને હાથે ન શોભે તો પછી કોને હસ્તે શોભે ? ગુલામશાહે નેરણુકોટ સ્થાને (હજુ હૈદ્રાબાદ નહોતું વસાવ્યું) લશ્કરી જમાવટ કરવા માંડી. લશ્કર કચ્છ ભણી ધસવા લાગ્યું તેમતેમ કચ્છમાંથી મોટી લૂંટ મળવાની આશાએ ભૂખ્યા ડાંસ જેવાઓની સંખ્યામાં વધારે અને વધારે પ્રમાણમાં ભરતી થવા લાગી; કલ્હોડો જ્યારે કચ્છની સરહદે આવી પહોંચ્યો ત્યારે ૭૦૦૦૦ હજારની સિંધી સેનાનો સ્વામી કચ્છ કબજ કરવાનાં સ્વપ્ન જોવા લાગ્યો; પૂંજોશેઠ પોતાને પ્રધાન પદ પ્રાપ્ત થઈજ ચૂકયું એમ સમજવા લાગ્યો, અને સિંધી સેનાનીઓ કચ્છમાંથી માલેતુજાર બની સિંધમાં સુખ માણવાનાં મીઠાં સ્વપ્નોમાં સહેલવા લાગ્યા. "વરને પરણ્યાનો લોભ, જાનને જમ્યાનો લોભ." એવો તાલબંધો સ્વાર્થી સમૂહ કચ્છનાં રણુને કાંઠડે આવી ભરાયો.

## ભૂજ.

ગુલામશાહની સહાયતાથી પૂંજો શેઠ આવે છે એ ખબર ભૂજ ખાતે પહોંચી ગયા હતા. મોટાં સૈન્ય સાથે કલ્હોડો ચડી ચૂકયો છે એ ખબર પણ મળી ચૂકયા. સંગ્રામ સમાચાર સમગ્ર દેશમાં પ્રસરી ગયા. કચ્છના વીરયુગની જવલંત જવાળાએ ઔર ઝળકી. છેક પૂર્વ ભણીના વાગડ વિભાગથી માંડી પશ્ચિમ પ્રદેશ પર્યંતની વીર વિભૂતિઓ સ્વદેશ પ્રવેશ કરતા શત્રૂ સામ્હે બાથ ભીડવા રણુક્ષેત્ર ભણી જોશભેર જઈ પહોંચી. પચ્ચીસ પચ્ચાશ બહારવટીઆઓના ત્રાસથી પણ હાય મારી જાય એવી આજની જનતાને એ વીરતાનો ખ્યાલ ન આવે. એ ઝમાનો જૂદો હતો. એ પિતાઓ જૂદા હતા; કચ્છના એ પુત્રો જૂદા હતા; જૂદું હતું એ લોહી, અસ્થિઓ એ જૂદાં હતાં. એ આંખોનાં નૂર જૂદાં હતાં, હૃદયનાં પૂર જૂદાં હતાં. જનેતાઓ એ જૂદી હતી, સુતાઓ એ જૂદી હતી. એ વીરમર્દોના ઝપાટા જૂદા હતા, વીરાંગનાઓ એ જૂદી હતી. પ્રભૂની કચ્છી વિભૂતિઓ એ વીર યુગમાં અલૌકીક હતી.

શા માટે સમસ્ત કચ્છમાંથી ચારે તર્ફથી કચ્છીવીરો ઝારે જઇ ચઢયા? શું તેઓ રાઓશ્રીના આશ્રિતો હતા? કે શું તેઓ રાજના પગારદાર ભાડૂતી નોકરો હતા? ના! ના! ઉલટું એમાંના કેટલાકને કદાચ રાજ તરફથી નુકસાન પણ પહોંચ્યું હશે એવા પણ હતા; પરંતુ એ સમય કાંઇ અંગત લાગણીઓનો કે જૂનાં ઝેર વેરના ચોપડા ખોલવાનો ન હતો. એ કાળ કચ્છની પ્રાચીન પ્રથાનો ઉચ્ચ આદર્શ દર્શાવવાનો હતો. એ કાળ સ્વદેશ રક્ષણાર્થે યાહોમ કરી મારવાનો કે મરવાનો; કચ્છી વીરશ્રીનો સાક્ષાત્કાર કરાવી ભવિષ્યની ભ્રમિત પ્રજાના ઓસરી ગએલાં પાણીમાં પુનઃ પુનઃ ચૈતન્ય આણવાનાં સાધન સમો એ સમો હતો.

આવા આ સમયમાં શ્રી ભૂજ સ્થાને યુદ્ધ દરબાર ભરાયો. જેમનાથી બની શકયું હતું તેઓ સર્વે સીધા રણક્ષેત્ર ભણી રવાના થઇ ગયા હતા. જેમને ખાસ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં તેઓ સર્વ રાઓશ્રીની યુધ્ધ કચેરીમાં હાજર હતા. અત્રે એક બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. "કોના બાપનો કચ્છ?" એ પ્રશ્નનો ઉત્તર એ અરસામાં હાલના કરતાં જૂદા પ્રકારે આપવામાં આવતો. ભૂતકાળમાં આ પ્રશ્ન પરત્વે ભાવના જૂદી હતી. કચ્છતંત્રની જવાબદારી અને ખાસ કરી કચ્છ રક્ષણની જવાબદારી ભાઇયા ભાગમાં હતી. એકલાં ભૂજ ઉપરજ આધાર રાખવામાં આવતો નહીં. એ બાબત આખી ઑર હતી. આજે નથી. અસ્તુઃ કચેરી ભરાઇ. કલ્હોડા સામ્હે કોણ ચઢે? શું ગૉડજીએ જાતે એ ઝહેમત ઉઠાવવી? જરૂર પડે તો તેમ કરવા કચ્છ રા' તૈયાર હતા. પણ નહીં, અને જો રાઓશ્રી નહીં તો પછી કોણ? કચ્છી પાઘમાં કલંગી મારી મૂછને વળ દેતો હોય તેનેજ સરદારી શોભે. એ સમયમાં પાઘમાં કલંગી મારનારા માત્ર બેજ નરો હતા. એક ખુદ ગૉડ રા' અને બીજા દેવી વિંધ્યવાસિની નાં ધામ શ્રી વીંઝાણધણી લખાજી. વીરમર્દ લખાજીએ રાવળું બીડું ઝડપ્યું અને તે પ્રસંગનું વર્ણન પુસ્તક કર્તાએ આબાદ રીતે આપેલું છે. ભૂજથી લશ્કર ઝારા તરફ ઉપડયું. કહેવાય છે કે યુવાન

લાખોજી આ સમયે તાજાજ પરણીને સીધા ભૂજ તરફ આવ્યા હતા, એટલે ઝારે જતાં પહેલાં વીંઝાણુ આંટો મારતા ગયા. દેવી રાજપૂતાણીને મળ્યા એ પ્રસંગની બન્નેની લાગણીનો ચિતાર આપવો અશક્ય છે.

એ હૃદયભેદક મિલનનો અંત એટલોજ કે દેવીએ પોતાનું દૈવત અનેરી રીતે દાખવ્યું. રખેને મ્હારા સ્વામી મ્હારે કારણે યુધ્ધક્ષેત્રમાં મોળા પડે! રખેને મ્હારા પતિ મ્હારા પ્રેમે માતાની કૂખ લજવે! રખેને મ્હારા લખાજી મ્હારે વાસ્તે વીંઝાણુની અને કચ્છની લાજ લૂંટાવે! આ વિચારોએ દેવીનું દિલ ડોલાયમાન કરવાને બદલે અધીકતર દ્રઢ કર્યું; પરિણામે વિદાય ઇચ્છતા વીર ભરથારને કચ્છની આ વીરાંગનાએ સ્વહસ્તે પોતાનું–સમગ્ર કચ્છી પ્રજાને સદા કાળ માટે વંદનીય એવું–શીર કાપીને સુપ્રત કર્યું. આવી આવી જોગમાયાઓની ગુણ ગાથા કોણ ગાશે? રાજપૂતાણી કચ્છકુળ તારિણીનાં કીર્તનો કોણ કરશે? કોણ રહ્યું પછી લખાજીના હૃદયમાં વાસ કરવા? કોઇ નહીં પણ શુધ્ધ રાજપુત્રોનાં હૃદયની સદાની અધિષ્ઠાત્રી એવી યુધ્ધદેવી; અને એ યુધ્ધદેવીની પૂજનવિધિ લખાજી એ અન્ય યુધ્ધવીરો સહીત કેવા પ્રકારે કરી એ કથા વર્ણન તો પ્રસ્તુત પુસ્તકના કર્તા શ્રીયુત શ્યામજીભાઈ સિવાય અન્યની કલમને માટે અશક્ય છે.

## નરા

નરા અને ઝારાનો નામોચ્ચાર સાથે સાથેજ થવો જોઇએ. નરા ઠાકોર મહેરામણજી પીત્રાઇઓ સામે બહારવટું ખેલતા ઝારાના ડુંગરમાં રહેતા. એમની એક પરણેતર સોઢી હતી; જેમને પેટે આમરજીનો જન્મ થયો હતો. મેહરામણજીના બીજા બે પુત્રો ભીમજી અને વીશાજી હતા. ભીમજી અને વીશાજી બન્ને નોતિયાર માતાના પુત્રો હતા એવી એક માન્યતા છે. બીજી માન્યતા મુજબ ભીમજી નોતિયારના હતા અને

વીશાજી નોડે નુખવાળી મહેરામણજીની ત્રીજી સ્ત્રીને પેટે જન્મ્યા હતા. આ બાબત જે હોય તે, પરંતુ આટલું તો ચોકકસ છે કે મહેરામણજીના આ બે પુત્રોનો પ્રભાવ પ્રભુની મહેરથી અદ્વિતિય હતો. ગાજીમર્દના બેટાઓ માથું હાથમાંજ લઈ ફરતા. પીત્રાઇઓ પાસેથી બાપનો હકક વસૂલ કરી નરા ગામ હસ્ત કર્યું હતું. નરાના આ નરવીરોએ સિંધી સૈન્યનાં ધસતાં ધાડાંઓ અટકાવ કરી રણુને કાંઠડેજ કચ્છના અન્ય ભાગોમાંથી કૂમક આવી પહોંચે ત્યાં સુધી તેમને યુક્તિ પૂર્વક રોકી રાખ્યાં. ભૂજથી જીવણશેઠ વગેરે આવી પહોંચ્યા ત્યારે ભીમજીની સલાહથી માતા આશાપુરાને પાડો ચડાવી પત્રી મૂકાવી; ચારણી માતાઓએ કહ્યું કે ડુંગર પર નહીં લડતાં નીચે તળેટીએજ લડવામાં સાર છે. ભીમજીએ માતાની આજ્ઞા માન્ય રાખવા આગ્રહ કર્યો, પરંતુ ડુંગરની ઓથનો લાભ લઈ લડવાની વૃત્તિવાળાઓને આ સલાહ રૂચી નહીં; અને પુંજાશેઠના હુકકા ભરનાર કુંવરજીએ તો વળી કાચું કાપ્યું. આ કુંવરજી તેજ શખ્સ કે જેણે શેઠના ભાઇનો ઘાત કર્યો હતો. કુંવરજી વગર વિચારે ભીમજીને ઉદ્દેશી બોલી ઉઠયો કે "ખરા સાગાઇ નહીં પણ રખાયતના પેટના, એટલે ડુંગર પર જતાં ડરે છે." બસ, કુંવરજીનું આવી બન્યું. ઝારાના ખુણે-ખુણા અને કાંકરે કાંકરાના વાકેફગાર ભડવીર ભીમજીને માટે આ મ્હેણું અસહ્ય હતું. કુંવરજીના મ્હોમાંથી કુવેણ બહાર નીકળ્યું અને બીજીજ ક્ષણે હસ્તીઓનાં કુંભસ્થળ પણ તોડી નાંખે એવા વીરબાહૂ ભીમજીએ અપશબ્દ ઉચ્ચારનારને પગ પકડી ત્યાંને ત્યાંજ પછાડી પૂરો કર્યો, મ્હેણુંનો માર્યો ભીમજી તળેટી છોડી 'થવાનું હોય તે થાય' એમ બોલતો પર્વત પર ચાલ્યો ગયો. કુંવરજીનાં રખડતાં શબ પ્રત્યે વિષ્ટી માટે આવેલા પૂંજાશેઠનું જ્યારે ધ્યાન ખેંચવામાં આવ્યું ત્યારે શેઠે ભાઇને સંભારી કુંવરજીની છાતી પર પગ મૂકી પોતાનાં માતુશ્રી પાસે મોથાળા ગામે જે 'પણ' લીધું હતું તે પાળવા પોક મૂકી ભાઇનું પોકશ્રાદ્ધ એ સ્થળે કર્યું.

## યુદ્ધ પછી ?

યુધ્ધનું અણધાર્યું પરિણામ સિંધીઓની શકિતના કરતાં પૂંજાશેઠની યુકિતઓને વધારે આભારી હતું. દગાબાઝ કાળી અંધારી રાત્રિમાં ગૌમાતાનાં શીંગડાંપર બળતી મસાલો ગોઠવી ગૌમાતાઓને ડુંગર પર આગળ ચલાવી રાજપૂતો સામે રસ્તો કઢાડવાની યુકિત જેને સૂઝતી હોય તેનેજ સૂઝે. વિશ્વાસ પર મુસ્તાક રહી સૂતેલા સિંહોની છાતી ફાડવાની બહાદૂરી જેનાથી બતાવવી હોય તેનાથીજ બતાવી શકાય. એ બધું જે થવાનું હતું તે થઇ ગયું; પરંતુ જ્યારે ઝારાપરનો પ્રત્યેક કચ્છી યોધ્ધો ધરણી શરણ થઇ આશાપુરાને ચરણે ગયો એવા ખબર ભૂજ પહોંચ્યા ત્યારે? ત્યારે અખિલ કચ્છમા અને આખા ભૂજમાં જે મનુષ્યના હૃદયપર સખ્તમાં સખ્ત આઘાત થવા પામ્યો હતો તે મનુષ્ય અન્ય કોઇ નહીં પણ કચ્છ દેશાધિપતિ જુવાન જોદ્ધો વીર રાઓશ્રી ગોડજી હતો. માણસો માર્યા ગયાનો શોક એને ન હતો, હઝારોની સંખ્યામાં હણાઇ ગએલાઓની દિલગીરી એના દિલમાં નહોતી; કિન્તુ શ્રી કચ્છની વીરશ્રી વંધેરાઇ ગઇ, સદાને માટે વંધેરાઇ ગઇ, એ હૃદયવિદારક સત્યે રાઓશ્રીનું હૃદય ચીરી નાંખ્યું. સિંધીશાહ સામે ચડી જઇ અધવચ્ચેજ એને પૂરો કરવા રા'ગોડ તૈયાર થયો. જાતભાઇઓનાં અને દેશબંધુઓનાં બળીદાન ઉપર આઇ આશાપૂરાની એમજ ઇચ્છા હોય તો પોતાનું પણ બળીદાન અર્પવા કચ્છ રા' કટિબધ્ધ થયો. એક પણ સિંધી કચ્છ ભૂમિ છોડી સિંધુનું પાણી પુનઃ પીવા પામે એ સ્થિતિ ગર્વા ગોડજીને અસહ્ય જણાવા લાગી; સિંધી સેનાપર સામે જઇ તૂટી પડવાની સતત તૈયારીઓ ભૂજ નગરમાં થવા લાગી.

દરમિયાન ગુલામશાહ કચ્છ જીતવા આગળ ધસ્યો, પરંતુ ભૂજનાં સત મસાણી પાણીના એ પીપાસુના સાંધા સાંધાણની શિકસ્ત પછી, પૂંજાશેઠનાં પાટાપીંડી છતાં ગળવા લાગ્યા. શાહને સિંધથી ધસડી લાવી સાંધાણની સીમમાંથીજ એનાં તૂટી જતાં ગાત્રોને ટેકા દેવાનું કાર્ય હવે શેઠને કરવું પડયું.

કચ્છની મુલાકાત કલ્હોડાને ભારે પડી ગઇ હતી. સાંધાણુ સ્થળેથીજ એને સિંધનાં સ્વપ્નાં આવવા લાગ્યાં હતાં. શું મ્હોંએ એને કચ્છમાં આગળ વધવાનો આગ્રહ શેઠ કરી શકે એમ હતું? ભૂજ તરફ જો હીંમત આપી દોરી જાય છે તો કલ્હોડાનું કાટલું નિશ્ચય પૂર્વક નીકળી જતું શેઠની દ્રષ્ટિએ દેખાય છે. પોતાનું તો જે થવાનું હશે તે થશે પરંતુ ગુલામશાહના ગોઠિયા ગીધુમલ્લ આગળ શી રીતે પોતે જાળવી રાખવું? શમશેર બહાદૂર કલ્હોડાના કરતાં કલમ બહાદૂર ગીધૂમલ્લ આગળ નાક રાખવાની પૂંજા શેઠને ભારે પીડા આવી પડી.

## એક વાળને ખાતર.

આ પ્રમાણે જ્યારે ગુલામશાહનો ભેટો કરવા એક બાજુ ગૉડજી તડામાર તૈયારીઓ કરી રહયા હતા, ત્યારે બીજી બાજુ ગુલામશાહને કચ્છમાં આણનાર શેઠની મનોદશા ચકડોળે ચડી ચૂકી હતી. શું કરવું અને શું ન કરવું એની સૂઝ હવે શેઠને નહોતી પડતી. શેઠની સ્થિતિ બહુજ દયાજનક થઇ પડી હતી. આવે અણીને ટાંકણે શેઠને અણધારી સહાયતા મળી.

જાણે બન્યું એમ, જે ભૂજ ધામે વસતા તમામ દેશી પરદેશી લશ્કરીઓને કૂચ કરવાનો હુકમ મળ્યો; પરંતુ જ્યારે “ધણી”નું ધાર્યું થવાનું હોય છે ત્યારે દેશધણી પણ દબાઇ જાય છે. ઝનાનખાનામાંથી એક સ્વદેશવત્સલ માતાના દિલમાં દેશદાઝે અન્ય સ્વરૂપ આ ટાંકણે ગ્રહણ કર્યું. દેવીના દિલમાં હવે વધારે કચ્છી લોહી રેડવા પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થવા લાગી. આ દેવીએ ગૉડજીની શમશેર પાડી નાંખી, એજ શમશેર વતી વૃધ્ધ માતાએ મસ્તક પરનો માત્ર એકજ શ્વેત વાળ સ્વહસ્તે કાપ્યોઃ કાપ્યો અને એક દાબડી વશ કરી શેઠને સમજાવવા મોકલી આપ્યો. આ ઐતિહાસિક દાબડી સાંધાણુની સીમમાં શેઠને આસ્માનના ફિરસ્તાની બક્ષીસ સમાન સાંપડી. ચતુર શેઠ વસ્તુસ્થિતિ પામી ગયો. ન કરે નારાયણને

રોષે ભર્યા ગોડજીને જો રણક્ષેત્ર પર કાંઇ અલવલ પહોંચે એવી સ્થિતિ ઉપસ્થિત થતાં ધોળાંમાં ધૂળ નાંખવા ટાણું આવે—આ ભયંકર ભરમનો ભેદ દેવકર્ણનો દીકરો સમજ્યો. હવે બીજું કાંઇ નહીં તો આ ધોળાં સામું જોઇ આટલેથીજ શત્રુની અટકાયત થાય તો સારૂં એવો ભાવ પણ એ શ્વેત વાળમાં ચતુર શેઠે સ્પષ્ટપણે જોયો. ઓછામાં પુરૂં ગૉડજીના સખ્ત વિરોધ છતાં કામદારીનો કૉલ પણ એ વાળની સાથેજ પહોંચ્યો હતો. બસ, પછી તો પૂછવુંજ શું ? પૂંજા શેઠે લગામ પાછી ખેંચી.

## આખર અંજામ.

શેઠે પાઘડી ફેરવી બાંધી. સિંધી વળ છોડી કચ્છી વળદાર બાંધી લીધી. કલ્હોડાને સિંધના સીમાડા નીહાળવાની આબાદ યુક્તિ પાર પાડી, અને પોતે ભૂજ આવી પ્રધાન પાઘડી પહેરી, પણ તે માત્ર અપયશનો પોટલો બાંધવા પૂરતીજ. જે નળીયાના ઠાકોરો યુદ્ધમાં અને યુધ્ધ બાદ સ્વદેશની લાજ રાખવા હોમાયા તેજ નળીયાના ઠાકોરોનું સમૃધ્ધિવાન ગામ પૂંજા શેઠ ન લૂંટાવે તો પછી અન્ય કોણ લૂટાવે? તે પણ કોના માટે? સારા કચ્છમાં ગૉડજીની આણ ન માનતાં ઝારાના યુધ્ધમાં ન ચડયા તેજ મોથાળાવાળા જાગીરદારોનું મન મનાવવા માટે. કિલ્હએ કંથકોટ વાસીઓની પાયમાલી નવદુર્ગ બાંધી સ્વદેશ શાંતિ સાધનાર દેવકર્ણનો દીકરો જો ન કરે તો પછી એવી પાયમાલી કરવાનું પાપ અન્ય કોણ વ્હોરે? આ બધું ગૉડજીએ જોયાં કર્યું. રા' ગોડે કચ્છની શાંતિમાં ખલલ ન પહોંચવા અર્થે પૂંજાશેઠ માટે લાંબી દોરી છોડી દીધી. પણ જ્યારે કામદારની કૃતિમાં વક્રતા વધવા લાગી અને ખુદ રાઓશ્રીના કુળને કલંક લગાડનારી વાત માટે કામદારી તગાદો થવા લાગ્યો ત્યારે છેવટે રાઓશ્રીની ધીરજ પણ ખૂટી. યથાશકિત લશ્કરી તૈયારી કરી રાખવામાં આવી હતી એટલે અણછૂટકે ગોડજીએ બાજી બદલી, અને શેઠના જીવનનો અંત આણવાનો મકકમ ઠરાવ કર્યો. પૂંજોશેઠ વસ્તુસ્થિતિ પામી ગયા; જ્યારે રાવળું નોતરૂં આવ્યું ત્યારે એમણે ખરેખર અડગ દ્રઢતા

દર્શાવી. શેઠ સમજી ગયા કે હવે "તેડું રે આવ્યું કિરતારનું" કુળ લલના-ઓની લાજ રહે અને ગૉડજીના સાદીઓને હસ્તે એમના દેહો ભ્રષ્ટ ન થવા પામે તેટલા માટે, રાઓશ્રીનાં આમંત્રણ લાવનારને શાંતિપૂર્વક આદર-માન સહીત બેસાર્યો. વીરોધ કરવો વ્યથા હતો. પાંચસં પાંચસેં શસ્ત્રધારી-ઓથી સુરક્ષિત રહેતા કામદારે રાજ ઈચ્છાનો માન અપ્યું. પોતાના એક વિશ્વાસુ ગુરૂને બોલાવ્યા, ગુરૂજીને તુલસીની માળા આપી પૂજા વિધિ પૂર્ણ કરવાની તાત્કાલિક આતુરતા બતાવી, ગુરૂજી સંકેત પ્રમાણે પૂજા વિધિનો મર્મ સમજી ગયા. શેઠ ગૃહની ન્હાની મોટી મળીને નવ્વેનવ સ્ત્રીઓને ગંગાજળ અપાયું, તુલસી માળાઓ પહેરાવાઇ, અને અંતમાં સર્વનો શિરચ્છેદ કરવામાં આવ્યો. એ શીરો અને એ દેહો શેઠગૃહના એક કૂવામાં પધરાવવામાં આવ્યાં. ધન્ય છે એ ગૃહદેવીઓને કે જેમણે સહર્ષ આખરનો આ સંસ્કાર સ્વીકાર્યો. ધન્ય છે એ ગુરૂજીને કે જેણે યજમાન કુળની આબરૂ આ રીતે પણ જાળવી. અને લખ્યા વિના નથી ચાલતું કે ધન્ય છે આપણા એ ભૂતકાલીન કચ્છી કામદારને, કે જેણે ધાર્યું કામ કરી પૂજા વિધિ સમાપ્ત થયાના સમાચાર આપનાર, તલવાર મ્યાન કરી તુલસી પત્ર લાવનાર ગુરૂજીને લગારે લાગણી દર્શાવ્યા વિના આવકાર આપ્યો. પછી પૂંજાશેઠે નીચે જીવ રાજગઢ ભણી રાજદૂત સાથે માર્ગ ગ્રહણ કર્યો. રાજગૃહનાં એક એકાંત સ્થળમાં એમનો દેહ દશેક દિવસ ભારે બેડીઓના ભાર હેઠળ પીડાયો: અંતકાળ આવતાં મૃત્યુનાં મોજાંઓ ઉછળ્યાં અને ખુદ રાઓ-શ્રીને હસ્તે વિષપ્યાલો સ્વીકારવાનું માન પામી દેવકર્ણ બાપાના પુત્રના દેહનો અંત આવ્યો પૂંજાશેઠની કારકીર્દી એ સમગ્ર કચ્છી જનતા પર સદાનું કલંક: શેઠનાં અપકૃત્યો એ આપણી–કચ્છીઓની–શરમ. એ શરમ અને એ કલંક ટાળી કચ્છની ગત વીરશ્રીને પુનર્જન્મ અપાવવા જ્યારે કચ્છી પ્રજા તૈયાર થશે ત્યારેજ આપણા દેશબંધુ પૂંજાશેઠના આત્માને પણ પરમ શાંતિની પ્રાપ્તિ થશે.

## ત્રિપૂટી.

મહારાઓશ્રી ગૉડજીની કારકીર્દી વિષે અન્ય પ્રસંગે લખવામાં આવશે. પૂંજાશેઠની કારકીર્દી પૈકી આ યુધ્ધ સાથે સંબંધ ધરાવની બાબતોનોજ અત્રે સંક્ષેપમાં સ્ફોટ કરવામાં આવ્યો છે. આ શેઠ વિષેની બીજી જાણવાજોગ હકીકતો સારા પ્રમાણમાં મળી આવી છે; પરંતુ તે વિષે આ વિવેચનમાં લખવું વાજબી ગણાય નહીં માટે લખવામાં આવ્યું નથી. યુધ્ધ પૂરું થતાં યુધ્ધ સાથે ખાસ સંબધ ધરાવતી ત્રિપૂટીમાંની ત્રીજી વ્યક્તિ ગુલામશાહ સબંધે કંક વિશેષ અત્રે લખવું ઉચિત ધાર્યું છે. શેરબુલંદખાન એ ગુલામશાહનો ભાઈ હતો અને એનું વેર વાળવા ગુલામશાહ કચ્છ ઉપર ચઢાઈ લાવ્યો હતો, એ વાતમાં "હા" ભણી શકાય એમ નથી. ગુલામશાહની કફોડી સ્થિતિ થઇ પડી હતી છતાં પણ એણે તો વિજયપ્રાપ્તી કરી હોય એમજ માની લીધું હોય એમ જણાય છે. કારણકે દિલ્હીની ડગમગતી બાદશાહી પાસેથી 'શાહવર્દીખાન'નો ખિતાબ મેળવ્યા ઉપરાંત એક સિંધી લખાણ પ્રમાણે—'ગાદીઅ તે વહેણ બઆદ ગુલામશાહ કચ્છ મુલક તે બદ ધમર અકાદયો, એં ઉતેશહર એ બંદર હથ્થ કરે 'રાઅ'એ મારે મંઝાયાંઈ ઇન્હીઅ બહાદરીઅ કરે મિયાં એ દહલીઅ જે બાદશાહ વઠા વરી બિયેનઓં ખિતાબ મિલ્યો." આ ગુલામશાહની બીજી કેટલીક કયફીઅત પણ રા' ગૉડની કારકીર્દીમાં આપવામાં આવશે.

## ઉપસંહાર

આ યુધ્ધની તુલના ભૂતકાલીન જે જે અન્ય યુધ્ધો સાથે કરવામાં આવી છે, તેમાંનું ભૂચર મોરી કિંવા ધુંચરમોરીનું યુધ્ધ જાડેજા રાજપુત્રોની શૂરવીરતા દર્શાવનારૂ, સૌરાષ્ટ્રમાં ધ્રોળની નજીક નવાનગરના જામ સત્તાજી અને દિલ્હીના બાદશાહ અકબ્બર સરદાર મીરઝાં અઝીઝ કોકા વચ્ચે લડાયું હતું. આ યુધ્ધમાં સત્તાજીના સરદારો દોલતખાન અને કુંડલાનો કાઠી લોમો ખુમાણ ફૂટી જવાથી આરંભમાંજ જામશ્રીની હાર થતાં,

જામના મીંઢોળબંધ કુવર અજાજી પચ્ચીશ હજાર જાડેજાઓ સહીત એક લાખ યવનો ઉપર તૂટી પડયા. કાકાનાં લશ્કર સામે કેસરિયાં થયાં; અજાજીએ ખુદ કાકા ઉપર ધસી જઈ અશ્વને કાકાના હાથીના કુંભસ્થળ ઉપર પગ મૂકાવી શસ્ત્રનો ઘા કર્યો, પરંતુ માવત અને અંબાડી આડાં આવતાં કાકો બચ્યો, જ્યારે અજોજી પોતે એજ સમયે કામ આવ્યા.

अजमलीयो अलधे, लायो लाखासर धणी,
दतशूळ पगदे, अंबाडी अणीए हणी.

લખવાની જરૂર નથી કે અજાજીની સાથે મોગલ દળ સંહારતા પચ્ચીશે હજાર જાડેજાઓએ આ રણક્ષેત્ર પર પ્રાણ પાથર્યા, જેમાં ભદ્રેશ્વરના મહેરામણજીએ તો પોતાના ચૌદ ચૌદ પુત્રો સાથે. મતલબ કે જાડેજાઓનાં જોમની પકકી કસોટી આવાં આવાં રણયજ્ઞો સમયેજ થતી. આવી એક કસોટીમાંથી આપણા કચ્છનો વીરવર્ગ પસાર થતા પરિણામ ભયંકર આવ્યું. દુ:ખદ વાર્તા છે કે ઝારાના યુધ્ધની સમાપ્તી સાથે કચ્છની વીર· શ્રીની છતી શ્રી પણ આથી ગઇ. ઝારાના યુધ્ધ પહેલાનો કચ્છ જૂદો અને ઝારાનાં યુધ્ધ પછીનો કચ્છ જૂદો. આસમાન ઝમીન જેટલો તફાવત પડી ગયો અને તે કેવી રીતે પડી ગયો તેનું પણ યત્કિંચિત બ્યાન ગૉડ રાંની કારકીર્દીનાં લખાણમાં આપવામાં આવશે.

વળી જો અખિલ હિંદની દ્રષ્ટિએ જોઇએ છીએ તો ખાખરા યાને પલાશ વૃક્ષ પરથી પ્રસિધ્ધિ પામેલાં પ્લાશી ક્ષેત્રે જ્યારે સને ૧૭૫૭ માં બ્રિટિશ સત્તા સૂર્યનાં પ્રથમ કિરણો પ્રકાશવા લાગ્યાં ત્યારથી, જો ભારત ભૂમિનાં પૃથક પૃથક અંગો અંદર અંદર અથડાઇ ભાંગી ને ભૂકા ન થઇ જાય તો પછી એ યૂરોપવાસીઓની બઢતી શી રીતે સંભવી શકે? સને ૧૭૬૧ માં પાણીપતનાં ક્ષેત્ર પર મરેઠી તૂટી, અને એજ કાતિલ કાળના વર્ષમાં કચ્છની વીરશ્રી પણ કેમ જાણે કાયમને માટે હોય તેવી રીતે ઝારાની ટેકરી પરથી પરભારી પરમાત્માનાં મંગળચરણમાં વિલીન થઈ ગઇ.

ભારતના ભંગાણુ કાળના આરંભમાંજ કચ્છનું મર્મસ્થાન ભેદાઇ ગયું. ઝારાનું યુધ્ધ એટલે કચ્છનું શૌર્યદર્શન. એ શૌર્યદર્શન એટલે કચ્છનો રણયજ્ઞ; અને એ રણયજ્ઞ એટલે કચ્છની વીરશ્રીની "ફત્તે—કાયમ."

આ વિવેચન ધાર્યા કરતાં બહુજ ઘણું લંબાઇ ગયું છે એ માટે સુજ્ઞ વાંચકની ક્ષમા ચાહી, આશા રાખું છું કે, જ્યારે આ પુસ્તકની દ્વિતિય આવૃત્તિ સુધારા વધારા સાથે પ્રસિદ્ધ થાય ત્યારે, પુસ્તક પરિચયનું કાર્ય મ્હારા સન્મિત્ર શ્રીયુત શેઠ માવજી ગોવિંદજી સરખા સ્વદેશાભિમાની સજ્જનને સુપ્રત કરવાની કાળજી કર્તા મહાશય રાખશે. શ્રીયુત શ્યામજી ભાઇએ પ્રસ્તાવનામાં કચ્છના આ નમ્ર સેવક માટે જે કાંઇ લખ્યું છે તે વિષેનો સઘળો ખરો યશ શ્રી "સ્વદેશ" પત્રના તંત્રી મહાશયને, પત્રના વ્યવસ્થાપકને, તેમજ શ્રીયુત સીતારામ શર્માનેજ ઘટે છે. આ પત્રના સંચાલકોએ કચ્છની પ્રાચીન અને અર્વાચીન બાબતો પર પ્રકાશ પાડવાની જે પ્રશંસનીય પદ્ધતિ ગ્રહણ કરી છે, તે પધ્ધતિ પ્રમાણે થતા પ્રયાસોમાં પ્રસ્તુત પુસ્તકના કર્તાને અનુસરી અન્ય કચ્છી લેખકો પણ યથાશકિત પુષ્ટી આપતા રહેશે તો શ્રીમાન શેઠ શ્યામજીભાઇ હેમરાજભાઇ સરીખા શ્રીમાનોના ઉદાર આશ્રયને પરિણામે "સ્વદેશ" પત્ર તરફથી યોજાયલી કચ્છી ગ્રંથમાળામાં વિવિધ પ્રકારનાં પુષ્પો પરોવાઇ કચ્છનો કીર્તિચંદ્ર પુનઃ પ્રકાશમાન થશે, અને કચ્છની ગત્ વીરશ્રીનાં દર્શન પુનઃ કરાવનારી પ્રજા આ ધર્મભૂમિ પર પાકશે, એવી આશા સાથે આ સમીક્ષાની સમાપ્તી કરવામાં આવે છે.

જય શ્રી કચ્છની વીર શ્રી!!!

# પ્રસ્તાવના.

કચ્છ દેશ પ્રાચીન કાળથી સાહસિક અને વીર પુરૂષોની કર્મભૂમિ તરીકે પ્રસિધ્ધ છે. તેનો પ્રાચીન ઇતિહાસ અનંત કાલના અગાધ અંધકારમાં પડ્યો રહેલો છે. પુરાણ પ્રસિધ્ધ યાદવોનો અમલ, ક્ષત્રપો, શક, કાઠિ, ચાવડા, સોલંકી, વિગેરે ક્ષત્રિય રાજાઓના રાજ્ય અમલનો ઇતિહાસ હજી યોગ્ય રીતે પ્રસિધ્ધિમાં આવ્યો નથી. તેનું સંશોધન કચ્છી વિદ્વાનો તરફથી કરવામાં આવશે ત્યારે આ દેશની પ્રાચીન મહત્તા પ્રકાશમાં આવશે. વિક્રમની બારમી સદીથી આ દેશ સાથે "સમા" જાતિના ક્ષત્રિયોનો સબંધ થયો ત્યાર પછીનો કેટલોક ઇતિહાસ જાણવામાં આવેલો છે. તે એકત્ર કરી સ્વર્ગસ્થ કચ્છી વિદ્વાન માસ્તર ચતુર્ભુજ શિવજીએ 'કચ્છ વૃત્તાંત" નામે પુસ્તકના આકારમાં પ્રસિધ્ધ કરેલ છે. તે પછી ડૉકટર આત્મારામ કેશવજી દવેએ ઘણો શ્રમ ઉઠાવીને "કચ્છનો ઇતિહાસ" બહાર પાડેલ છે. આ બંને વિદ્વાનોના પ્રયાસોમાં શ્રીમાન આત્મારામભાઇનો પ્રયાસ વધારે સફલ થયો છે. તેમનો બીજો સંક્ષિપ્ત ઇતિહાસ કચ્છની શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે, અને તે રોઘર પ્રેમથી વંચાય છે.

કચ્છના ઇતિહાસ તરફ નજર કરતાં આ દેશમાં અનેક આંતર્ વિગ્રહો થયેલા છે. સમા ક્ષત્રિયોના રાજ્યાધિકાર હેઠળ આ દેશ આવ્યા પછી પરદેશી રાજાઓનાં જબરાં આક્રમણો પણ થયેલાં છે. તેમાં મુખ્ય ત્રણ છે: વિક્રમની ચૌદમી સદીમાં વડસરના જામશ્રી જખરા (યક્ષરાય) અબડા સાથે દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીનું યુધ્ધ, મોટા વિસ્તારમાં બોંતેર દિવસ સુધી ચાલ્યું હતું; તે બાબતનો કાંઇ ઉલ્લેખ શ્રી આત્મારામભાઇના ઇતિહાસમાં નથી. આ અબડા "અડબંગ"ના જીવન ચરિત્ર તથા તેના યુધ્ધ સંબંધમાં શોધકોને ઘણી સામગ્રીઓ મળી શકે તેમ છે. આ દિશામાં પ્રયાસ કરવા ઇતિહાસના રસજ્ઞ કચ્છી વિદ્વાનોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

અબડા જામના યુધ્ધ પછી વિક્રમની અઢારમી સદીમાં એટલે મહારાવ શ્રી દેશલજી પેહેલાના સમયમાં અમદાવાદના મોગલ સુબા શેર બુલંદખાને કચ્છપર મોટાં સૈન્યથી ચડાઇ કરી હતી, તે યુધ્ધનું પરિણામ કચ્છીઓના મહાન વિજયમાં આવેલું હતું. આ લડાઇ પછી ત્રીશેક વર્ષે "ઝારાનુ યુધ્ધ" થયેલું હતું. તે ઘણુ ખુનખાર અને ભયંકર હતું.

આ યુધ્ધ સંબંધમાં સિંધના રાજ્યાધિકારી મીર ગુલામશાહ કલોડાની કચ્છપર ચડાઇ, ઝારાનું યુધ્ધ, ગુલામશાહનો કચ્છમાં પ્રવેશ. તેનું સિંધ તરફ પાછા ફરવું, તે દરમિયાન જે જે બનાવો બનેલા હતા તેનો સવિસ્તાર હેવાલ યોગ્ય રીતે એકત્ર કરવામા આવે તો તેનું એક મોટું પુસ્તક તૈયાર થાય. આ નાની ચોપડીમાં આ મહાન વિગ્રહનું જે સંક્ષિપ્ત વર્ણન આપવામા આવેલું છે. તે માત્ર તે બાબતનો મારો એક અલ્પ પ્રયાસ છે.

આ નાની પુસ્તિકામાં અવલથી આખર સુધી જે હેવાલ આપવામાં આવેલ છે તે, કચ્છ જખૌના શેખ અલ્લારખ્યા જુમા તથા નરાના જાડેની પતાજી પાસેથી સાંભળેલી બિનાઓ ઉપરાંત, કચ્છના જૂદા જૂદા ભાગોના ભાઇઓ પાસેથી મેળવેલી હકીકતોને આભારી છે. સિવાય ડૉકટર આત્મારામ ભાઇનો મોટો ઇતિહાસ તથા "બોમ્બે ગેઝેટીઅર"માં આપેલી કચ્છની હકીકતોના આધારોનો ઉપયોગ પણ કરવામા આવ્યો છે. ઝારા ડુંગરની જાતે સ્થાનિક તપાસ કરી રણક્ષેત્રની હકીકત મેં લખેલી છે. આ પુસ્તકમાં ખરા બનેલા બનાવોની નોંધ કરવામાં આવી છે. અતિશયોક્તિવાળો હેવાલ તેમાં દાખલ થવા પામે નહિ તેની બનતી સંભાળ રાખવામાં આવી છે. અર્થાત્ ઝારાના યુધ્ધના ઇતિહાસ તરીકે આ પુસ્તક લખવામા આવેલ છે.

દેશમાં થયેલી લડાઇઓ અને વિગ્રહોના ઇતિહાસ જાણવાથી તે દેશના લોકોએ વિજય મેળવવા માટે શું શું તયારીઓ તથા તદબીરો કરવી જોઇએ, કેવા કુશળતાથી કામ લેવુ ઘટે, સ્વદેશનુ રક્ષણ કેમ કરવું, આપણું બલ કેવું અને કેટલું છે; તે પરથી કેવા કેવા પ્રયત્નો

કરવાની જરૂર છે; સ્વદેશાભિમાન અને તેના અંગે અપાતાં બલિદાનોની કિંમત શું છે, વિગેરે રાષ્ટ્રભાવનાઓ તેથી ખીલે છે. આવા અને બીજા અનેક બોધપાઠો તેથી શીખી શકાય છે.

આ બાબતનો મારો આ અલ્પ પ્રયાસ છે. તેમાં ઘણી ત્રુટીઓ રેહેવાનો સંભવ છે. હકીકતો અને હેવાલો એકત્ર કરતાં ભૂલચૂક થઈ હશે. તે બાબતમાં હું વાંચકવર્ગ પાસેથી ક્ષમાની યાચના કરૂં છું; અને વિનંતી કરૂં છું, કે આ બાબતમાં કાંઇ વિશેષ હકીકત મળી આવે અથવા કાંઇ ફેરફાર કરવાનું સૂચવવામાં આવશે તો તેવો સુધારો વધારો બીજી આવૃતિની તક મળેથી કરવા હું ચૂકીશ નહિ.

આ પુસ્તક પ્રસિધ્ધ કરવા સંબંધમાં પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી યોગ્ય સલ્લાહો, છાપવાની દેખરેખ અને અન્ય વ્યવસ્થા કરી આપવાની મદદ માટે, કચ્છી વિદ્વાન શ્રીયુત વ્રજલાલભાઈ ભગવાનલાલ છાયા, એમ. એ., બી. એસ સી. નો હું ઘણો આભારી છું.

સ્વદેશ અને સ્વધર્મના રક્ષણ માટે કચ્છ દેશમાં પૂર્વે થઈ ગયેલા રાજાઓએ, રાજપૂતોએ, અને અન્ય પ્રજાવર્ગે સાહસ, બલ, અને પરાક્રમથી જે ભગીરથ પ્રયત્નો કરેલા છે, અને આત્મભોગો આપેલા છે, તેમનું સ્મરણ રાખવા, તેમની કદર બુઝવા, અને તેમના ઉચ્ચ આદર્શો જીવનમાં ઉતારવા એ દેશની પાછળની પ્રજાને માટે ગૌરવ સમાન છે. હાલના શ્રીમાન મહારાજા સાહેબ, રાજકુમારો, ભાયાતો અને અન્ય રાજપૂતો તથા કચ્છની પ્રજાને આ પુસ્તકદ્વારા નવિન ઉત્સાહ મળે, અને સ્વદેશ તરફ તેમનો પ્રેમ વધારે જાગૃત થાય એવી આશા અને ઇચ્છાથી મેં આ અલ્પ પ્રયત્ન કરેલ છે. તેમાં હું કેટલે દરજ્જે સાર્થકતા મેળવીશ તેનો ખાસ આધાર ગુણીઅલ કચ્છી બાંધવોપર અને મારી આ અલ્પ કૃતિ ઉપર રેહેશે. મહાન્ જગદીશ્વર કચ્છના રાજા પ્રજાનો જય કરો. અને કચ્છ રાજ્યની શક્તિ અને કીર્ત્તિ વધો! એવી પ્રાર્થના કરતો હું વિરમીશ.

આશો શુદિ ૧૫ રવિવાર સંવત્ ૧૯૮૧. કચ્છી.

નારાયણ સરોવર, કચ્છ
હાલ-બિદ્રા-કચ્છ.

લી० સેવક,
**શ્યામજી હરિરામ વકીલ.**

# બે બોલ.

કચ્છી ઇતિહાસમાં ઝારાનું યુદ્ધ અગત્યનું સ્થાન ભોગવે છે. એ યુધ્ધની વાત ન જાણતો હોય એવો કચ્છી જનતામાં ભાગ્યેજ કોઈ સાંપડી શકશે.

કચ્છની એ જેમ કીર્ત્તિકથા છે, તેમ શૌર્યકથા છે. તેવીજ રીતે અંદર અંદર ખટપટથી દેશને કેટલું નુકશાન થાય છે તે પણ આપણને સૂર્યના અજવાળા જેવું ઝારાનું યુધ્ધજ બતાવી શકે છે.

આવા ઐતિહાસિક પ્રસંગોની કથાઓનું લોકસાહિત્ય કચ્છમાંયે ઓછું નથી, પરંતુ પુસ્તકાકારે પ્રસિધ્ધ થયેલું ઓછું છે; તેથી '**સ્વદેશ**'ના

ગ્રાહકોને પહેલી ભેટ તરીકે આ પુસ્તક આપતાં અમને જેવો તેવો આનંદ થતો નથી.

આ નાનકડું છતાં ઉપયોગી, આપણી પ્રાંતિય અસ્મિતા ખીલવવામાં અનેક રીતે મદદગાર થઈ શકે તેવું પુસ્તક બીદ્રાનિવાસી શ્રીયુત શ્યામજી હરિરામ વકીલે કઈ પણ બદલાની આશા વિના લખ્યું છે તે માટે તેઓ અવશ્ય ધન્યવાદને પાત્ર છે.

જેવું આ પુસ્તક ઉપયોગી છે, તેવોજ ઉપયોગી એનો ઉપોદ્ઘાત લખવામાં કચ્છના જાણીતા વિદ્વાન અને ઇતિહાસના અચ્છા અભ્યાસક શ્રીયુત વ્રજલાલ ભગવાનલાલ છાયા, એમ. એ., બી. એસ સી. એ સ્વદેશ તરફની પોતાની ભક્તિજ બતાવી છે. એમના આ વિદ્વતાપૂર્ણ ઉપોદ્ઘાતથી અમારૂં કામ સાવ સહેલું થઇ પડયું છે, અને પુસ્તકની ઉપયોગતામાં સંગીન ઉમેરો થયો છે.

પ્રસ્તુત પુસ્તકની પ્રસિધ્ધિનો તમામ ખર્ચ કચ્છ સુથરી નિવાસી શેઠ શ્યામજી હેમરાજે, પોતાના સ્વ. પિતા શેઠ હેમરાજ ખીયશીના સ્મરણાર્થે, આપીને પોતાની સ્વદેશ અને સ્વદેશના ઇતિહાસ પ્રતિની મમતા સિધ્ધ કરી આપી છે.

એટલે એ ત્રણે વ્યક્તિઓના સહકારથી પ્રસિધ્ધ થતા આ 'ઝારાના યુધ્ધ' માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ પુસ્તક 'સ્વદેશ'ના ગ્રાહકોને વિના મૂલ્યે ભેટ આપવા ઉપરાંત, તેની છપાવેલી નકલોમાંથી વધનારી બીજી પ્રતોના વેચાણમાંથી જે કંઈ રકમ બચશે, તેને કચ્છને લગતા આવા સાહિત્યના પ્રચાર અર્થે વાપરવામાં આવશે.

'સ્વદેશ' કાર્યાલય,<br>મુંબઇ.<br>તાઃ ૧૫:૪:૨૫.

પ્રકાશક.



શેઠ શામજીભાઈ હેમરાજ

Lakshmi Art, Bombay, 8.

# પ્રકરણ ૩ જું.

## યુદ્ધનાં કારણ અને પુંજાશેઠના પ્રયત્નો.

શ્રીમાન મહારાજાધિરાજ મિરઝાં મહારાવશ્રી લખપતજી વિદ્વાન, કવિ, અને કલારસિક પુરૂષ હતા. દૂર દેશોથી ઘણા નામાંકિત કવિઓ અને વિદ્વાનો તેમના દરબારમાં આવતા અને ઉત્તેજન મેળવતા હતા. સ્થાપત્ય કળાના ઉત્તમ "નમુનારૂપ રાજ મહેલો—આવનામહેલ, હીરામહેલ, છેલછત્ર, જનાનખાના, મનવિલાસ, નગારખાના, દિલ્લી દરવાજા, વિગેરે રાજમંદિરો તે વખતના દિલ્લીના મોગલ દરબારની ઢબપર રચવામાં આવેલ હતાં. પ્રસિધ્ધ રામસંગ વાઘેર જે યુરોપનો લાંબો પ્રવાસ કરી તે વખતે કચ્છમાં આવ્યો હતો, તેણે યુરોપિયન ઢબનાં સાજ સામાનનો આવિસ્કાર કર્યો હતો. હિંદના મોગલ સમ્રાટોના મોજશોખની અસર રાવશ્રી લખપતજી ઉપર ઘણી થઇ હતી. તેને લીધે તેમણે પોતાના રાજ્ય અમલનો પાછલો ભાગ એશઆરામમાં ગાળ્યો હતો. રાજ્યના દિવાનોમાં વખતોવખત ફેરબદલી થવાથી દેશમાં ગેરવ્યવસ્થાએ જન્મ લીધો હતો. તેમના જેવા લાયક મહારાજા ૪૪ વર્ષની તરૂણાવસ્થામાં સ્વર્ગવાસી

થયા તે વિગેરે કારણોને લીધે કચ્છની વધતી જતી ઉન્નતિને ધક્કો લાગ્યો હતો. તેમના પછી તેમના કુંવરશ્રી ગોડજીએ સંવત્ ૧૮૧૭ ની સાલમાં કશા પણ પ્રતિબંધ વગર કચ્છના મહારાજાધિરાજનું પદ ધારણ કરી રાજ્ય અમલ શરૂ કર્યો. તેમના પિતાશ્રીના વખતના છેલ્લા દિવાન જીવણશેઠ નામના લોહાણા ગૃહસ્થને દિવાન પદ પર કાયમ રાખ્યો. આ જીવણશેઠની પેહેલાં રાવશ્રી લખપતજીના વખતમાં દેવકર્ણ શેઠના દીકરા પુંજાશેઠને દિવાનગીરીની પાઘડી મળી હતી. પરંતુ કેટલીક ખટપટોને લીધે તેની દિવાનગીરી નભી શકી નહિં; તેથી તે કચ્છ છોડી જુનાગઢ જતો રહયો હતો.

મહારાજાશ્રી ગોડજીનો રાજ્યાભિષેક થયેલો સાંભળી પુંજાશેઠનું મન કચ્છ તરફ લાગ્યું. મહારાવશ્રી ગોડન કુંવરપદે હતા ત્યારે પુંજો શેઠ તેમનો ખાસ મદદનિશ હતો. તે કારણથી દિવાનપદ મેળવવાની તેની આશા વધી. તે પોતાના નિવૃત્તિસ્થાન જુનાગઢથી રવાને થઇ ભૂજ નગર તરફ આવવા લાગ્યો. દરમ્યાન મહારાજા સાહેબે દિવાન તરીકે જીવણ શેઠને કાયમ કર્યો હતો, તે વાત પુંજાશેઠના જાણવામાં આવી હતી. જીવણશેઠે વિચાર્યું કે જો પુંજોશેઠ ભુજ આવી મહારાજાશ્રીને રૂબરૂ મળશે તો મારી દિવાનગીરી જશે. તેટલા માટે તેણે એવો પ્રપંચ કર્યો, કે જેથી પુંજોશેઠ ભૂજ આવી શકયો નહિં. જીવણશેઠે પુંજાશેઠને એવી ધમકી દઇ મોકલી કે ભૂજશેહેરના પાણીનો સ્વાદ પણ તમને લેવા દેવામાં આવશે નહિ. ભૂજ નગર પહોંચતાં પેહેલાં આ સમાચાર પુંજાશેઠને મળી જવાથી તે નિરાશ થઇ "કંથકોટ" તરફ રવાને થયો. ત્યાં તેને આશ્રય ન મળવાથી તે "જાટાવાડે" ગયો. મહારાજાશ્રી ગોડજી તથા દિવાન જીવણ શેઠના ભયથી કચ્છમાં તેનો કોઇએ આદર સત્કાર કર્યો નહિં. જીવણશેઠે તેને પકડવા એક ઘોડેસ્વાર ટૂકડી મોકલી હતી. તેનાથી બચાવ કરી પુંજો શેઠ તાત્કાલિક કચ્છ છોડી પારકર ગયો—ત્યાં વીરાવાવ ના સોઢા રજપૂતોએ તેને સંઘર્યો. વીરાવાવમાં દેવકર્ણ શેઠે બેસાડેલ થાણું ઉઠાડી મૂકી પૂંજા



મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ગોડજી (બીજા)

Lakshmi Art, Bombay 8

શેઠે તે ગામ ત્યાંના સોઢાઓને પાછું સ્વાધીન કરાવી આપ્યું હતું, તેથી સોઢાઓએ તેને સારો આશ્રો આપ્યો.

કચ્છના મહાન દિવાન દેવકર્ણ શેઠનો પુંજોશેઠ દીકરો હતો. તે બુધ્ધિમાન, બહાદૂર, રાજનીતિ કુશળ, અને મહત્વાકાંક્ષી પુરૂષ હતો, એટલુંજ નહિં પરંતુ તે પોતાની વાત ઉપર ઘણો આગ્રહી હતો. તેના દ્રઢ આગ્રહનો એક દાખલો અત્રે નોંધાવો બસ થશે. પુંજા શેઠના ભાઇને કોઇ શખ્સે મારી નાંખ્યો હતો, ત્યારે તેણે પોતાના ભાઈ પાછળ પોક નાંખી ન હતી. આ બાબતમાં કેટલાક શખ્સોના પુછવા પરથી તેણે જવાબ આપ્યો હતો; કે મારા ભાઇના મારનારને મારી તેના મૃત શરીરપર ઉભો રહીને હું મારા ભાઇની પોક મૂકીશ. છેવટ તેણે તેમ કરી તેના ભાઇની પોક મૂકી હતી. જીવણશેઠના કારસ્તાનથી તે ભૂજ ન જઈ શક્યો, અને તેને કચ્છની દિવાનગીરી ન મળી, તેથી તેણે રોષે ભરાઇને જીવણશેઠને મારી નાંખવાનો દ્રઢ નિશ્ચય કર્યો. આ નિશ્ચય પાર પાડવા માટે વીરાવાવમાં બેઠે બેઠે અનેક કલ્પનાઓ અને તદબીરો કરવા માંડી.

આ વખતે સિંધ દેશમાં "કલોરા" જાતિનો મીર ગુલામશાહ રાજ્યાધિશ હતો. તેની ઘણા દિવસથી કચ્છ ઉપર ચડાઇ લાવવાની ધારણા હતી. તે બાબતની પુંજાશેઠને પ્રથમથી માહિતી હતી. મીર ગુલામશાહનો દિવાન ગીદુમલ હતો, તે પુંજાશેઠનો નાતીલો હતો. વીરાવાવથી પુંજાશેઠે તેની સાથે પત્ર વહેવાર ચલાવ્યો. દિવાન ગીદુમલે વખત જોઇ ગુલામશાહ પાસે પુંજાશેઠની ઘણી તારીફ કરી. ગુલામશાહને ભાવતું હતું તે મળી આવ્યું. તેણે એક પાલખી, એક હજાર સોના મોહોરો અને એકસો માણસો મોકલી મોટા માન સાથે પુંજાશેઠને વીરાવાવથી હૈદ્રાબાદ બોલાવ્યો. પુંજાશેઠના હૈદ્રાબાદ મધ્યેના આગમન વખતે ગુલામશાહ તેને ઘણા માન સાથે મળ્યો, અને તેને રાજ્યના માનીતા મેહેમાન તરીકે સારી સરભરાથી રાખ્યો.

ગુલામશાહ પુંજાશેઠની મુલાકાતોપર મુલાકાતો લેવા લાગ્યો. કચ્છ દેશની સ્થિતિ તથા ચઢાઇ લઇ જવાના રસ્તા અને તેને લગતી સઘળી ગોઠવણો વિગેરે સંબંધમાં તેણે વાકેફી મેળવી લીધી. પુંજાશેઠ રાજનીતિ નિપુણ–ચાણાક્ય પુરૂષ હતો. તેને પોતાનો સ્વાર્થ સાધવો હતો તેથી તેણે ગુલામશાહને રાજ્યકન્યા, મોટી દોલત અને જીત મેળવવાની લાલચ બતાવી ઉશ્કેરી મુકયો. કનક, કાન્તા અને કીર્તિના લોભને વશ આખું જગત હોય છે, ત્યારે ગુલામશાહ બિચારો કઇ ગણત્રીમાં? પુંજાશેઠે તેને પ્રપંચયુકત વાક્ચાતુરીથી લાલચમાં ગીરફતાર કરી લીધો. ગુલામશાહે કચ્છનું રાજ્ય જીતી લઇ કબજે કરવા તથા રાજ્યકન્યા સાથે લગ્ન કરવાની વાત પુંજાશેઠને કહી, ત્યારે તેણે રાજ્યકન્યાની બાબત સ્વીકારી પણ કચ્છ જીતી કબજે કરવાની વાતમાં તેણે સંમતિ આપી નહિં. બાદ કચ્છ ઉપર ચડાઇ લઇ જવાની ગોઠવણો અને તૈયારીઓ પુંજાશેઠની સલાહ પ્રમાણે ગુલામશાહે કરવા માંડી.

# પ્રકરણ ૪ થું.

## સિંધથી ગુલામશાહની ચડાઇ.

સિંધ પ્રાંત કચ્છ દેશની ઉત્તરે આવેલો એક વિશાળ અને ફળદ્રુ પ્રદેશ છે. તેની પૂર્વે રાજપુતાના, ઉત્તરે પંજાબ દેશ, પશ્ચિમે બલુચિસ્તાન અને દક્ષિણે અરબી સમુદ્ર તથા કચ્છ દેશ આવેલાં છે. આ મુલકને સિં નદી આબાદ કરે છે. સિંધુ નદીની પૂર્વે શાખા કોરી નદી પણ તે મોટા ભાગને રસાળ બનાવે છે. આ દેશ પ્રાચીન કાળથી વેદધર્મ પાળ નારા આર્યક્ષત્રી રાજાઓના અધિકારમાં હતો. ત્યારબાદ એ દેશમાં બૌ ધર્મનો પ્રચાર પણ થયો હતો. બૌધ્ધ ધર્મના પતન પછી પાછો વેદધ આર્યક્ષત્રી રાજાઓનો ઉદય થવા પામ્યો હતો. વિક્રમની સાતમી સદી "રાયવંશ"નો રાજા "રાય સાહસી" બીજો રાજ્ય કરતો હતો. તે રાજ્યની ચતુર્સીમાનો વિસ્તાર ઘણો મોટો હતો. તેના સમયમાં રા ધાનીનું શેહેર "એલોર દુર્ગ" ઘણું મોટું વસ્તીવાળું અને સમૃદ્ધીવ નગર હતું. બ્રાહ્મણાબાદ (નગર ઠઠ્ઠા), નીરનકોટ (હૈદ્રાબાદ), શિવસ્થ (સેવન), દેવલ બંદર વિગેરે રાજદ્વારી નગરો પણ અગત્યનાં હતાં. રા

"રાય સાહસી"ની રાજ્ય લગામ સારસ્વત બ્રાહ્મણ "ચચદેવ"ના હાથમાં આવી. આ ચચદેવ સિંધના પ્રાચીન ઇતિહાસમાં ઘણો પ્રસિધ્ધ પુરૂષ થઇ ગયો છે. આ બ્રાહ્મણ રાજા અને તેની રાજપુતાણી રાણી 'સુંહધી"થી "દાહેર" નામે પુત્ર પેદા થયો હતો. તે સિંધદેશનો રાજા થયો હતો. તેના વખતમાં એટલે વિક્રમની આઠમી સદીના મધ્યકાલમાં "દમાસ્કસ"ના ખલીફાના સેના પતિ "મહંમદ કાસિમે" સિંધ ઉપર ચડાઈ કરીને ત્યાના હિંદુ રાજા તથા પ્રજાપર ઘણો અત્યાચાર કરેલો હતો. તેમજ બીજી રીતે સિંધ દેશને મોટું નુકશાન પહોંચાડયું હતું. ત્યાર પછી "સમા" જાતિના ક્ષત્રિયો સિંધમાં આવી રાજ્યસત્તા ચલાવવા લાગ્યા, તેમાં "લાખીઆર ભડ" નામે પ્રખ્યાત રાજા થયો. તેણે બ્રાહ્મણાબાદની જગોએ "નગર સમૈ" વસાવી તેમાં રાજધાની કરી. આ સમા રાજપૂતોની એક શાખા કચ્છમાં આવી, તેમાંથી જાડેજા વંશ તથા બીજા "સમાત્રી"ના નામે ઓળખાતા રાજપૂતો ઉત્પન્ન થયા છે.

સિંધમાં સમાજાતિના પતન પછી સુમરાજાતિના હિંદુ રાજપૂતોનો ઉદય થયો. તેમણે લાંબા વખત સુધી ત્યાં રાજ્ય કરેલું હતું. વિક્રમની ચૌદમી સદીમાં ત્યાંના સુમરા રાજપૂતોને મહાત કરી દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજીએ સિંધદેશ જીતી મુસલમાની સત્તા નીચે લીધો હતો. તે પછી જૂદી જૂદી જાતના મુસલમાન રાજ્યધિકારીઓએ સિંધમાં અમલ ચલાવેલ છે. સિંધદેશના થળપારકર જીલ્લાના "ઉમરકોટ" શેહેરમાં મહાન મોગલ સમ્રાટ જલાલુદ્દીન "અકબર"નો જન્મ થયો હતો. સિધના મુસલમાન હાકેમોમાં છેવટ "કલોડા" જાતિના તથા "ટાલપુરા જાતિના રાજ્યાધિકારીઓ મૂખ્ય હતા. ટાલપુરા જાતિના મીરો પાસેથી સંવત્ ૧૮૯૮ ની સાલે અંગ્રેજોએ સિંધ લીધું ત્યાં લગી તે મુસલમાન રાજ્યાધિકારીઓના કબજામાં હતું.

સિંધ દેશ મુસલમાનોની સત્તામાં આવ્યા પછી તેમણે હૈદ્રાબાદમાં રાજધાની કરી હતી. આ હૈદ્રાબાદ સિંધ દેશના મધ્યભાગમાં સિંધુ

નદીને કિનારે આવેલું એક સુંદર શહેર છે. મુસલમાન રાજાઓમાં "કલોડા" જાતિનો "ગુલામશાહ" સિંધનો નામાંકિત અને મૂખ્ય રાજ પુરૂષ હતો. તેની રાજ્ય સત્તા આખા સિંધ દેશપર ચાલતી હતી. તેનો વડો પ્રધાન આમિલ જાતિનો દિવાન ગીદુમલ હતો, તે ઘણો બુધ્ધિમાન અને ચતુર રાજનીતિજ્ઞ હતો. સિંધમાં તેનો રાજકારભાર અદ્યાપિ વખણાય છે. આ ગુલામશાહ, ગીદુમલ અને પુંજાશેઠની ત્રીપુટીનો યોગ હૈદ્રાબાદમાં થયો. આ રાજકારસ્થાની પુરૂષોએ આ પ્રસંગે આપસમાં મંત્રણા કરી, કચ્છ પર ચડાઇ લઇ જવાનો દ્રઢ સંકલ્પ કર્યો. ગુલામશાહ કલોડાના ફરમાનથી. દિવાન ગીદુમલે સિંધના સરદારો તથા જાગીરદારો પર હુકમો લખ્યા, નવલખી સિંધમાંથી અનેક સરદારો, તથા જાગીરદારો અને લડવૈયાઓ ગુલામશાહના હુકમને માન આપી, હૈદ્રાબાદમાં એકઠા થયા. લશ્કરી સાજ સામાન હથિયારો અને રસદ એકત્ર કરવામાં આવ્યાં. થોડીજ મુદતમાં તેમણે ૭૦ હજાર ચુનંદા સૈનિકોનું લશ્કર ભેગું કર્યું. જૂદા જૂદા સરદારોના તાબા નીચે જૂદા જૂદા લશ્કરી જથ્થાઓ ગોઠવવામાં આવ્યા. ગુલામશાહ અને પુંજોશેઠ સાથે ચડયા. પુંજાશેઠે મહારાવશ્રી ગોડજીને કહાવી મોકલ્યુ, કે અમે તૈયાર થઇ આવીએ છીએ, તમે તમારા જીવણને સામે મોકલજો. સિંધી લશ્કરે મોટા દમામથી. કચ્છ તરફ કુચ કરવા માંડી, મજલ દર મજલ રસ્તો કાપતો ગુલામશાહ આગળ વધ્યો. સિંધની સરહદ મૂકી કચ્છનું મોટું રણ પાર કરી ૨૭ માઇલની સખ્ત કુચ કરી ગુલામશાહ કચ્છના કિનારા પર નરા અને ઝારા પાસે સદલ બલ આવી પહોંચ્યો, અને ત્યાં તેણે પડાવ નાંખ્યો.

## પ્રકરણ ૫ મું.

### કચ્છમાં હિલચાલ અને યુદ્ધની તૈયારી.

સિંધનો મીર ગુલામશાહ કલોડા મોટાં લશ્કરથી ચડી આવે છે એવી ખબર કચ્છમાં વિજળીના વેગે ફેલાઈ ગઈ. સિંધથી પુંજાશેઠે મોકલેલ ધમકીના સમાચાર મહારાવશ્રી ગોડજીને મળી જતાં, તેઓ સ્વદેશના રક્ષણ માટે કટિબદ્ધ થયા. ચડાઇ લઇ આવનાર દુશ્મનને મજબૂતીથી સામા થઇ તેને મારી હઠાવવા ત્વરાથી બંદોબસ્ત કરવા લાગ્યા. ભુજ શેહેરના આલમપનાહ ગઢ ઉપર મોટી તોપો ચડાવવામાં આવી. ભુજીઆની કિલ્લેબંધી મજબૂત કરી લીધી. લખપત બંદરના રક્ષણ માટે તથા તેના કિલ્લાનો મજબૂતીથી જાપ્તો રાખવા સારૂ ત્યાંના કારભારીને સચેત કરવાનો હુકમ લખવામાં આવ્યો. નારાયણ સરોવર તથા કોટેશ્વર તીર્થમાં આવેલાં પવિત્ર દેવમંદિરોના બચાવ માટે ગોઠવણ કરવામાં આવી. કચ્છની પશ્ચિમોત્તર સરહદ તરફના ગરાસીઆ વિગેરે લોકોને સાવધ કરવામાં આવ્યા. દેશના જાગીરદારો, જાડેજા ભાયાતો, ગરાસીઆ રાજપૂતો અને લડાયક જાતોને ભૂજનગર બોલાવવા હુકમો લખવામાં આવ્યા મહારાજા રાવસાહેબના હુકમને માન આપી વાગડ,

# પ્રકરણ ૧ લું.

## પ્રાચીન કચ્છ.

કચ્છદેશ ભારતવર્ષના પશ્ચિમ વિભાગમાં સિંધ અને ગુજરાત પ્રાંત વચ્ચે આવેલો સમુદ્ર અને રણુથી ઘેરાયલો. અલગ પડી ગયેલો એક સુંદર પ્રદેશ છે. તેની ઉત્તરે સમુદ્રનાં પાણી ઉતરીને તેની જગોએ બની ગયેલ રણુ અને તેની પેલીપાર સિંધ મુલક આવેલ છે. પશ્ચિમે કોરી નામની ખાડી જે પ્રાચીન કાળમાં સિંધુસાગરને નામે ઓળખાતી હતી, તેના તટ પ્રદેશ પર શ્રીનારાયણુ સરોવર અને કોટેશ્વરનાં પુરાણુ પ્રસિદ્ધ તીર્થ-સ્થાનો આવેલ છે. દક્ષિણે રત્નાગર સાગર (અરબી સમુદ્ર) કચ્છની પવિત્ર ભૂદેવીના પાદ પ્રક્ષાલન કરી બહુમુલ્ય રત્નોની ભેટ તેનાં ચરણે ધરે છે. પૂર્વ દિશાએ રણુ અને ગુજરાત પ્રાંત આવેલો છે. કુદરતી રક્ષણુ ધરાવ-નાર કચ્છ દેશની લંબાઇ પૂર્વ પશ્ચિમ ૧૮૦ માઇલ અને પહોળાઇ ઉત્તર દક્ષિણુ ૮૦ માઇલ છે. તેનું ક્ષેત્ર ફળ નવ હજાર માઇલ કચ્છની માલિ-કીના રણુ શીખે છે. તે રણુમાં પચ્છર. ખડીર, પ્રાંથલ, બન્ની, કુંવારબેટ,

સાંતલપુર, વિગેરે ભૂભાગો આવેલા છે. આ પ્રાંતમાં ડુંગરા–ટેકરા પુષ્કળ છે. તેમાં ઠેકાણે ઠેકાણે પ્રાચીન કાળના બુઝાઇ ગયેલા જ્વાળામુખી પર્વતો ઘણા છે. નદી નાળાં ઘણાં છે પણ તે સજીવન નથી. આ દેશમાં વર્ષાદ ઘણો તાણીને આવે છે. ત્રણ હફતે પંદરથી વીશ ઇંચ વર્ષાદ બસ થાય છે. થોડાં શેહેરો કસ્બાઓ અને ગામડાંઓ આવેલાં છે. કચ્છમાં પ્રથમ સોળ પ્રગણાં અને હાલ આઠ તાલુકા ઠરાવવામાં આવેલા છે. આબો હવા તંદુરસ્ત અને વાતાવરણ સમશિતોષ્ણ છે. કચ્છનું પાણી તેજ ગણાય છે. એક જૂના કવિએ ઠીક કહ્યું છે કે:

**वंका कुंवरने विकट भड, वंका वाडीअवच्छः**
**वंका कुंवर तडें थींप, ज पाणी पोप कच्छ. ।**

(ઉઢો ફેર.)

ભૂગર્ભશાસ્ત્રીઓની શોધખોળ અને અનુમાન પ્રમાણે કચ્છ દેશ આજથી પેહેલાં આઠ દશ હજાર વર્ષ ઉપર સમુદ્રના જળથી ઢંકાયલો હતો. કુદરતી ફેરફારોને લીધે દરિયાનાં પાણી ઉતરી ગયાં, અને તે એક બેટની માફક બહાર આવેલો છે. રફતે રફતે તેની જમીન મીઠી બનીને વનસ્પતિ ઉત્પન્ન થઇ મનુષ્ય વિગેરે પ્રાણીઓને વસવા લાયક થઈ છે. કચ્છના લોકો સાહસિક, ખડતલ, અને તંદુરસ્ત છે. તેમની બોલવાની મુખ્ય ભાષા કચ્છી છે. લખવાની લીપિ ગુજરાતી છે, કચ્છની સ્થાનિક વસ્તી પાંચ લાખ માણસોની અંકાય છે; અને તેટલીજ જનસખ્યા મુંબાઇ, કરાંચી, સિંધ, કાઠિયાવાડ, હિંદના બીજા ભાગોમાં તથા દરિયાપારના બીજા દેશો: જંગબાર, પૂર્વ અને દક્ષિણ આફ્રિકા, અરબસ્તાન, બસરા, મોરીશ, વિગેરે સ્થળોમાં વસે છે.

“કચ્છ” એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. તેનો અર્થ પાણીથી વિંટળાયલો એવો થાય છે. આ દેશનો આકાર વાંકા લાંબા તુંબડા જેવો છે, અથવા કાચબા જેવો છે. કાચબાને સંસ્કૃત ભાષામાં “कच्छ” કહે છે,

તે પરથી તેનું નામ કચ્છ પડેલું હોય એમ વધારે સંભવિત જણાય છે. પુરાણોમાં યાદવોના સમયમાં "ભોજકટ" દેશનું વર્ણન લખેલું છે; તે કચ્છ દેશનું બીજું નામ છે, એમ અર્વાચીન શોધકો કહે છે. ડૉકટર ભાઉ દાજી એવું અનુમાન કરે છે કે: "શાલિવાહન" રાજાના વખતમાં "શક" રાજાઓ માલવા, લાટ, સૌરાષ્ઠ, અને "અનુપ" દેશ ઉપર રાજ્ય અમલ કરતા હતા એમ જણાવવામાં આવેલું છે. એ અનુપદેશ તે કચ્છદેશ હોવો જોઇએ.

ઐતિહાસિક દ્રષ્ટિએ આ દેશની મહત્તા કાંઇ ઓછી નથી. પ્રાચીન સમયમાં "બર્હિ"ના પુત્ર દશ પ્રચેતાઓએ શ્રી સિંધુસાગર—નારાયણ સરોવરમાં ઉગ્ર તપશ્ચર્યા કરેલી હતી. મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીએ વનવાસ વખતે હાલના રમવાડા (રામારણ્ય)ની ભૂમિ પર પ્રસ્થાન કર્યું હતું. મહાભારત પ્રસિદ્ધ પાંડવોએ વિરાટ નગર (વાગડનું ગેડીગામ) માં ગુપ્ત નિવાસ કર્યો હતો. ભગવાન "ગુરૂ દત્તાત્રય" નાં પુનિત પગલાં કચ્છ દેશમાં થયેલાં હતાં. પચ્છમાઇ કાળા ડુંગર પર તેમની પવિત્ર પાદુકા-સ્થલીનું અદ્યાપિ પૂજન થાય છે. મહામુનિ "ગૌતમ બુદ્ધ" અને તેમના અનુયાયીઓએ નારાયણ સરોવર તથા વાઘમ ચાવડાના ગઢ પાસે વિહારો અને ગુફાઓ બંધાવેલી હતી, જેના અવશેષો હજુ કાયમ છે. જગદ્‌ગુરૂ શ્રી આદ્યશંકરાચાર્ય તથા શ્રી વલ્લભાચાર્યજી નારાયણ સરોવરની યાત્રાએ પધાર્યા હતા. "ક્ષત્રપો" અથવા "સાહા" વંશી રાજાઓના ઘણા જૂના લેખો ખાવડા, અંધૌ, સંધારા, મેવાસા, વિગેરે ગામોની નજીકમાંથી મળી આવેલા છે. યાદવો, શક, કાઠી, ચાવડા, સોલંકી અને વાઘેલા રાજપૂતોનો અમલ કચ્છમાં ચાલ્યો હતો. વાગડના 'કંથકોટ" નામે દુર્ભેદ્ય કિલ્લામાં ગુજરાતના સોલંકી રાજા ભીમદેવે ગુજરાત પર મહમદ ગીજનવીએ કરેલ આક્રમણ વખતે આશરો લીધો હતો. નારાયણ સરોવરના ગોસ્વામી શ્રી નારાયણગરજી, ધરણીધર ડુંગર (ધીણોધર) ના મહાન તપસ્વી શ્રી ઘોરમ-નાથજી, ભદ્રાવતિ નગરી (ભદ્રેશ્વર)ના ધર્મધુરંધર પરમદયાળુ શેઠ "જગ-

ફુલાહ," સતિ સોનલ અને તેમના પ્રાતઃસ્મરણિય સંતાન જામ લાખો ફુલાણી, પ્રેમશૌર્યની મૂર્ત્તિ "ઉદેકેર અને હોથલનિગામરી" એ કચ્છ દેશની ખ્યાતિમાં વધારો કર્યો છે. શરણાગત ધર્મરક્ષક જામશ્રી "અબડા અડબંગે" પોતાને શરણે આવેલી સિંધદેશના સુમરા રાજપૂતોની કુલ લલનાઓનાં પતિવ્રત અને કુલધર્મના રક્ષણ માટે દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજી સાથે વડસર પાસે તુમુલ યુદ્ધ કરીને પોતાને અમર કરેલા છે. જાડેજાકુલદિપક "જેસલ" અને સતિ "તોરલ" દેવીએ નીતિ અને ભક્તિનો પ્રચાર કરેલો છે. વાઘમ ચાવડા પાસેથી કચ્છની રાજ્યસત્તા "સમા" વંશના રાજપૂતોના હાથમાં આવી. આ સમાઓમાંથી જાડેજા-વંશની ઉત્પત્તિ થયેલી છે. તેઓમાં ઘણા બળવાન, પ્રતાપી અને મહાન રાજાઓ તથા કુશળ જાગીરદારો થયા છે. તેઓ કચ્છ દેશ તથા કાઠિ-યાવાડના મોટા વિસ્તારવાળા ભૂભાગપર એટલે નવા નગર-હાલાર, મોરબી, રાજકોટ, ગોંડલ, ધ્રોલ, અને કોટડાસાંગાણી વિગેરે સ્થળે રાજ્યસત્તા ચલાવતા આવ્યા છે. એકંદરે પરાક્રમી અને નામાંકિત રાજપુરૂષો, ધર્માચાર્યો, અને સાહસિક તથા વેહેવારિક બુધ્ધિના વહેપારીઓ, અને મહાન વીર પુરૂષોની વિહારભૂમિ તરીકે કચ્છ દેશ પ્રાચીનકાળથી પ્રખ્યાત છે.



મહારાઓ શ્રી દેશળજી (પહેલા)

Lakshmi Art, Bombay, 8



મહારાઓ શ્રી દેશળજી (પહેલા)

Lakshmi Art, Bombay, 8

# પ્રકરણ ૨ જું.

## યુદ્ધ પહેલાંનું કચ્છ.

કચ્છ દેશમાં આબાદી, સમાધાની અને સ્વતંત્ર રાજ્યનો પાયો રાવશ્રી પેહેલા "ખેંગારજી"ના સમયમાં નંખાયો હતો; તેની પેહેલાં દેશમાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યોનો અમલ ચાલતો હતો. આ નાનાં રાજ્યો વખતો વખત એક બીજા સાથે કજીઆ, કંકાસમાં ઉતરી પડતાં હતાં. જેથી મોટી ખૂનરેજી અને લૂટફાટ ચાલુ રહેવાથી ગેરબંદોબસ્તને પરિણામે દેશની દુર્દશા થઇ હતી. શ્રીમાન રાવશ્રી ખેંગારજી પેહેલાએ અથાક પરિશ્રમ અને બાહુબળથી તેમના વડીલનું પરહસ્તગત થયેલું રાજ્ય પ્રાપ્ત કરી, પોતાની સત્તા અને ચતુરાઇથી દેશને થાળે પાડયો હતો. રાવશ્રી ખેંગારજી તથા તેમના ભાઇ સાહેબજી મહાન યોધ્ધા હતા. સંવત્ ૧૬૦૫ માં ભૂજનગર વસાવી ત્યાં કચ્છનું છેવટનું પાટનગર સ્થાપવામાં આવેલું હતું. રાવશ્રી ખેંગારજીએ ઘણાં વર્ષ રાજ્ય ભોગવ્યા પછી, રાવશ્રી ભારમલ્લજી ગાદીએ આવ્યા. આ રાજા ઉદાર ખસલતના હતા. તેમણે પણ દેશની વ્યવસ્થા જાળવીને રાજ્યની જાહોજલાલીમાં વધારો કર્યો હતો. તેમના વંશજો એક પછી એક એમ રાજ્ય ભોગવતા આવ્યા.

સંવત્ ૧૭૭૫ માં મહારાવશ્રી દેશલજી પેહેલા કચ્છની સર જમીન પર રાજ્ય અમલ કરવા લાગ્યા. તેઓ "**देशारा कां परमेश्वरा.**" ના અભિધાનથી વખણાય છે. તેમનાં મહારાણીથી "મહાકુંવરબા" વાઘેલી —જેઓ બાઇ રાજબાનાં નામે પ્રસિધ્ધ છે તેઓ—ધર્મનાં અવતાર હતાં. તેમણે બહુમૂલ્ય દ્રવ્ય ખરચીને નારાયણસરોવરના ધામની નવીન પ્રતિષ્ઠા કરી દેવમંદિરો, ગઢ તથા સરોવર બંધાવ્યાં, તેમજ ભૂજનગર અને અંજારમાં દેવમંદિરો, તથા મોટી સેલોર વાવો, કુવા વિગેરે કરાવ્યા હતા. મહારાવશ્રી દેશલજીના વખતમાં "દેવકર્ણ" શેઠ નામે એક લુહાણા ગૃહસ્થને દિવાનગીરી મળી હતી. આ દિવાનના બુધ્ધિબલ અને ડહાપણ ભરેલા ઇન્સાફી કારભારથી તે વખતના કચ્છ દેશમાં એક નવો જમાનો શરૂ થયો હતો. તેની કુશલતાથી દેશમાં સુલેહશાંતિ જળવાઇ રહી હતી. વેહેપાર રોજગાર ઘણો વધ્યો હતો. ખેતીના સુધારા વધારાથી રાજ્યને તથા પ્રજાને મોટી પેદાશ થવા લાગી હતી. દેશના રક્ષણ માટે તેણે મોટા કિલ્લાઓ બંધાવ્યા. વીર રાજપૂતો અને બહાદુર લડાયક જાતોનું કેળવાયલું મજબૂત લશ્કર ઉભું કર્યું હતું. દેશમાં નિર્વિઘ્ને રાજ્યસત્તા ચાલતી હતી. કચ્છની પ્રજા સુખી અને આબાદ થઇ હતી. તે વખતે પરદેશોથી જૂદી જૂદી જાતો અને કુટુંબો પોતાના ધર્મ અને જાન માલની સલામતી માટે કચ્છમાં આવીને જાથુના વતની બની નિર્ભય થયા હતા.

આ રાજાના વખતમાં મોરબીના ઠાકોરશ્રી કાંયાજી તેમનાથી પ્રતિકૂળ હતા. તેમણે અમદાવાદના મોગલ સુબા શેરબુલંદખાનથી મસલત કરી, પચાશ હજારનાં મોટાં લશ્કરથી ભુજનગર પર ચડાઈ કરી. મહારાવશ્રીને આટલા મોટા લશ્કરનો ખ્યાલ નહતો. તેથી પુરતી તૈયારી કરી શકયા ન હતા. આ પ્રસંગે તેમનાં પાટરાણી શ્રી મહાકુંવરબાએ પોતે જમા કરેલો મોટો ખજાનો મહારાવશ્રીને સુપરદ કર્યો. દિવાન દેવકર્ણ શેઠે આ લડાઇની કમાન ઉપાડી હતી. ભાયાત વર્ગ તથા લડવૈયા કોમોને



મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી લખપતજી

બોલાવવા હુકમો નીકળ્યા, તેને માન આપી લડવા માટે ભૂજનગર આવી એકત્ર થયા. શેર બુલંદખાનના લશ્કરે માધાપુર નજીક પડાવ નાંખી ભુજીઆ કિલ્લા પર તોપોનો મારો શરૂ કર્યો. આ વખતે ભુજીઆનો કિલ્લો અધૂરો હતો. તેનો ભુંડાગરો અને એક બીજો બુરજ (કોઠો) શત્રુએ કબજે કર્યો. બીજે દિવસે મહારાવશ્રીના લશ્કરે જબરો ધસારો કરી તે બન્ને કોઠા હાથ કર્યા. તેમાં શેરબુલંદખાનનો ભત્રીજો માર્યો ગયો. આ ફતેહથી કચ્છી લશ્કરમાં ઉત્સાહ વધ્યો. તેના ત્રણ હજાર બહાદૂર ઘોડે-સ્વારો શેરબુલંદ ખાનના લશ્કર પર કેસરીઆં કરી તુટી પડયા, અને મોટી કતલ ચલાવીને તેની ફોજને છિન્નભિન્ન કરીને વિખેરી નાંખી. ખાનની ફોજે ત્યાંથી ઉપડી લાખોંદ પાસે મેલાણુ કર્યું. ત્યાં ભૂજથી ગયેલ લશ્કરે અને બીજી બાજુથી બહાદૂર મિયાણાઓએ સખ્ત હુમલો કરી તેનો ઘાણ કાઢી તેની છાવણી લૂટી લીધી. શેરબુલંદખાન ઘણો ગભરાટમાં પડયો–ઠાકોર કાંયાજી તેને છોડી મોરબી નાશી ગયા. પાછળથી શેરબુલંદખાન લાચાર અને મહા દુઃખી થઇ અમદાવાદ પહોંચ્યો. આ લડાઇમાં નાગાબાવાઓની જમાતેએ રાવશ્રી તરફથી લડીને સારૂં કામ કર્યું હતું. કચ્છમાં ત્યારથી નાગાબાવાઓને લાગા તથા ધામા રાજ્યના હુકમથી અપાય છે. આ યુદ્ધમાં કચ્છીઓએ મોટી ફતેહ મેળવી હતી.

સંવત ૧૮૦૮ માં મહારાવશ્રી દેશલજી પેહેલા દેવ થયા. તેમની પાછળ તેમના કુમારશ્રી "લખપતજી" કચ્છના મહારાજાધિરાજ તરીકે તખ્તનશીન થયા. આ મહાન રાજાની કારકીર્દી દરમ્યાન દેશમાં વિદ્યાહુન્નરનો વધારો થઇ તેને પુષ્કળ ઉત્તેજન મળવા લાગ્યું, રાજ્ય અને રૈયતની આબાદી ઘણી વધી હતી. તેમણે રાજ્યનો દબદબો વધારી રાજનીતિમાં સુધારા કર્યા. એક માતબર અને કળા પ્રવિણ દેશ તરીકે કચ્છની ખ્યાતી થવા લાગી. કચ્છનાં બંદરો આબાદ થયાં, સાહસિક વહાણવટીઓ સમુદ્ર ખેડીને પરદેશો સાથેના વેહેપારમાં મદદ કરતા હતા. કચ્છીઓએ અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન. આફ્રિકા, મોરિશ, જાવા ઇત્યાદિ દરિયાપારના

દેશોમાં પોતાની વસ્તીઓ જમાવી હતી; ત્યાંનો વેહેપાર હાથ કર્યો હતો. અરબી સમુદ્રપર કચ્છના વહાણવટીઓએ કાબુ મેળવ્યો હતો. તે વખતનાં માંડવી, જખૌ, અને લખપત બંદર પશ્ચિમ હિંદુસ્થાનનાં અગત્યનાં બારાં લેખાતાં હતાં. દરબારશ્રી તરફથી કંઘાર (દરિઆઈ કાફલો) સ્થાપવામાં આવી હતી. તે કંઘારમાં હથિયારોથી સુસજ્જિત લશ્કરી વહાણવટીઓ કચ્છના વેહેપારી વહાણોને ચાંચીઆ લોકોથી રક્ષણ આપતા હતા, તેમજ કચ્છનાં બંદરોને પણ સુરક્ષિત રાખતા હતા. કચ્છની બહાદૂર લડાયક જાતોમાં નવીન સાહસ અને શૌર્ય પેદા થઇ સ્વદેશને માટે તેમનામાં ઉતમ અભિમાન ઉત્પન્ન થયું હતું. રાજ્યના લશ્કર તથા તેનાં હથિયારોમાં ઘણો સુધારો થયો હતો. કચ્છની સરહદો નિર્ભય હતી. સિંધ અને કાઠિયાવાડમાં કચ્છીઓનાં થાણાં બેઠાં હતાં. સિંધ, કાઠિયાવાડ અને પાલનપુરવાળા કચ્છીઓથી ઘણી વખત મહાત થઈ ચૂક્યા હતા. આજુ બાજુના રાજાઓ કચ્છની મદદ મેળવતા હતા.

કચ્છની જાહોજલાલી અને તેનાં સાધન સંપત્તિમાં મોટો વધારો મહારાવશ્રી દેશલજી પેહેલા અને શ્રીમાન લખપતજીના વખતમાં થયો હતો. દિવાન દેવકર્ણ શેઠના કુશળ કારભારનો તેમાં ખાસ હાથ હતો. કચ્છના ઇતિહાસનો આ સમય અપૂર્વ હતો. મહારાવશ્રી લખપતજી ને કાબુલના સુલતાન મહંમદશાહે "મહારાજાધિરાજ"નો અને દિલ્હીના મોગલ બાદશાહ અહમદશાહે લશ્કરી મદદ માટે "મિરઝાં"નો ખેતાબ તથા "માહીમરાતિબ"નું નિશાન્ બક્ષિસ કીધાં હતાં આ માહીમરાતિબ એટલે સોનાની માછલીવાળું નિશાન્ કચ્છ નરેશોની મોટી સ્વારી વખતે આજ પણ જોવામાં આવે છે. એ રીતે કચ્છમાં ઉત્તરોત્તર ઉત્તમ રાજાઓ અને શાણા કારભારીઓ તથા સાહસિક પ્રજાથી દેશની ઉન્નતિ થવા પામી હતી.

અબડાસા, કાંઠી, મિયાણી, પાવર, ધંગ, ગરડા, વિગેરે કચ્છના માંહેલા ભાગોના જાડેજાઓ, ગરાસીઆ અને અન્ય લડવૈયાઓ, સંખ્યાબંધ વીરમર્દો ભૂજ શેહેરમાં હાજર થયા. મોથાળાના ઠાકોર અને તેના પેટા ભાયાતો જે પુંજાશેઠના પક્ષના હતા તેમણે હાજરી આપી નહતી, તેમ તેમણે આ પ્રસંગમાં છેવટ સુધી કાંઇ ભાગ લીધો નહતો. ભૂજનગરમાં હાજર થયેલા કચ્છના સરદારો અને અગ્રેસરો સાથે યુધ્ધ સંબંધી મંત્રણાઓ કર્યા પછી મહારાજા શ્રી રાવસાહેબે મોટા દબદબાથી એક ઝાહેર દરબાર ભર્યો. આ વખતની કચેરી અપૂર્વ હતી; તેના સભામંડપના મધ્ય ભાગમાં એક બાજઠ ઉપર રત્ન જડિત ઢાલ, તલવાર, સુંદર પોષાક અને એક કલગી રાખવામાં આવી હતી. મહારાજા રાવસાહેબે જાડેજા ભાયાતો, કચ્છી સરદારો, અને ગરાસીઆ રજપૂતોને ઉદ્દેશી નીચેની મતલબનું ભાષણ કર્યું:

મારા દેશના વીરમર્દો ? તમો મારા હુકમને માન આપી આજની કચેરીમાં સહર્ષ આવ્યા છો તે જોઇને મને ઘણો આનંદ થાય છે. આપણને આ પ્રસંગે ભેળા મળવાનું શું કારણ છે તે તમારાથી કાંઇ અજાણ્યું નથી. દેશદ્રોહી નિમકહરામ પુંજો શેઠ સિંધના મીર ગુલામશાહને ઉશ્કેરી આપણા દેશ ઉપર ચડી આવે છે. તેનું મોટું લશ્કર કચ્છ તરફ ધસ્યું આવે છે, અને તે આપણા દેશના પશ્ચિમોતર કિનારાપર તરત મુદતમાં આવી પહોંચશે એવી વકી છે. અત્યારે આપણા સ્વદેશ, સ્વધર્મ અને આબરૂના રક્ષણ માટે આપણા પર ખાસ ફરજ આવી પડી છે. પરદેશી અને પરધર્મીનાં પગલાં આપણી પવિત્ર માતૃભૂમિપર આવવા દેવાં ન જોઇએ. તેમનું સૈન્ય જો કે મોટું અને જોરાવર છે, તોપણ આપણા શુરવીર રાજપૂતો પાસે તે કશી બિસાદમાં નથી. મારી જમણી ભુજા સમાન મારા જાડેજા ભાઇઓ, ખેંગારજીના વંશજ ખેંગારો, મહાન યોધ્ધા સાહેબજીના કુલદિપક સાહેબો, રણશુરા રાયબજીના પેટવાળા

રાયબો ! તમારા વડીલોના પરાક્રમોનું તમો સ્મરણ કરો. વાગડના વીરભદ્રો તમારી વીરહાકનો વખત હવે આવી લાગ્યો છે. મહાન મોકલ સિંહો તમારા મોકળા હાથો બતાવવા તૈયાર થાઓ. જાન હથેલીમાં રાખી હર્ષથી લડનારા હોથીઓ ! તમારા દેશને આંગણે દુશ્મનોની સાથે ઝુઝવાને તૈયાર થાઓ. મેંયા બારાચ અને છછર બુટ્ટાના વંશજો ! તમે માતૃભૂમિની સેવા બજાવવા મેદાનમાં આવો. ભીઆંકકલના જાતભાઈ બહાદુર મિયાંણાઓ ! તમે તમારા પૂર્વજોનું પાણી બતાવવા ખડા થઇ જાઓ. વાગડના કોલીઓ તમને પણ હું ભૂલી શકતો નથી; તમારી લડાયક કુનેહ દેખાડવા આગળ આવો. પછમના સમાઓ ! તમો એકત્ર થઇ શત્રુની સામે થાઓ. બહાદુર રજપૂતો અને કર્મવીર કચ્છીઓ ! તમે અગ્રેસર થાઓ. વખત ઘણો ટુંકો છે, માટે તમે સર્વે પોતાના ભાઇ બિરાદરો સાથે ભેળા થઈ મેદાને જંગ તરફ કૂચ કરો. મને સંપૂર્ણ વિશ્વાસ છે, કે તમે કચ્છનું પાણી રાખશો. સ્વદેશ અને સ્વધર્મનું રક્ષણ કરી કચ્છની કીર્તિ વધારશો. મારા દાદાશ્રી દેશળજીના વખતમાં અમદાવાદનો સુબો શેર બુલંદખાન મોટી ફોજ લઇ કચ્છ ઉપર ચડી આવ્યો હતો, તેને દિવાન દેવકણ શેઠે મોટી શિકસ્ત આપી હતી. તે જેમ ધુળ ફાકતો જાન બચાવી નાશી છૂટયો હતો, તે પ્રમાણે સિંધીઓને મારી હઠાવવા તમારે બનતી કોશેશો કરવી જોઈએ. દેશનું રક્ષણ કરવાને માટે તમે પૂરતા લાયક છો. તમારા વડીલોએ તથા તમોએ દેશ પરદેશમાં મોટી ફતેહો મેળવી છે. મહાદેવી શ્રી આશાપુરા' ના પ્રતાપથી આ પ્રસંગે તમો ફતેહ મેળવશો એવી હું તમારામાં આશા રાખું છું. દિવાન જીવણ શેઠને હું દરબારી લશ્કરની સરદારી આપું છું. સિવાય મારા ભાયાતો તથા ગરાસીઆ રાજપૂતોમાંથી કોઇ શૂરવીર નર બહાર આવી મોવડી થાય અને ફતેહ મેળવે એમ હું ઇચ્છું છું.

મહારાજા સાહેબનાં આ પ્રોત્સાહન ભર્યાં વચનો સાંભળી તમામ જાડેજા ભાયાતો અને ગરાસી લોકોમાં ભારે શરાતન આવ્યું. જાડેજાઓ-

માંથી વિંઝાણના ઠાકોરશ્રી લખાજીએ કચેરીમાં ઉભા થઇ મહારાજા સાહેબને નમન કરી ભાયાત વર્ગ તથા ગરાસીઆ રાજપૂતોની સરદારી લેવાનું ઝાહેર કર્યું; અને તેઓ બોલ્યા કે: ખુદાવિંદ મહારાજા સાહેબ ! આપ અમારા સૂર્ય છો, શિરતાજ છો, આપના વચનોને આજ્ઞારૂપ માની તે ઉઠાવી લેવાને અમે સર્વે ભાયાત વર્ગ, ગરાસીઆ રાજપૂતો અને કચ્છીઓ પોતાનો ધર્મ સમજીએ છીએ. આપ આ બાબતમાં નચિંત રેહેશો. ચંદ્રવંશી સમા રાજપૂતોએ પોતાના કુળની મર્યાદા હમેશાં વધારી છે, યાદવકુળ જાડેજાઓએ તેમના વડીલોની સંપાદન કરેલી કીર્તિ કાયમ રાખવા અદ્યાપિ કચાશ રાખી નથી. સ્વદેશને માટે લડવું અને તેનાં રક્ષણ માટે પ્રાણ અપર્ણ કરવા એ અમારો કુળધર્મ છે, જે દેશના અન્નજળથી આપણે પોષણ પામીએ છીએ, અને આપણા પૂર્વજોએ મહામહેનતે મેળવેલી અને વસાવેલી આ કચ્છ દેશની પવિત્ર ભૂમિ જેને આપણે આપણું વહાલું વતન બનાવેલ છે, તેના માટે માથાં દેવાની અમારી ખાસ ફરજ છે. જનની જન્મભૂમિને વાસ્તે પ્રાણાર્પણ પર્યંત અમો સર્વે પ્રયત્નો કરીશું. આપણા દેશ પર આક્રમણ કરનાર સામાવાળાઓનું વીરોચિત રીતિથી સ્વાગત કરવાને અમે સહુ તૈયાર છીએ.

ઠાકોર શ્રી લખાજીનું આ કથન સાંભળી મહારાજા સાહેબે તેમને ધન્યવાદ આપ્યો. ઠાકોરશ્રીને ઢાલ તરવાર અને પોષાક ઇનાયત કર્યા. તેમની પાઘડીમાં કલગી આરોપણ કરી પીઠ ઠોકી; જેથી ઠાકોરશ્રી લખાજીને પાનો ચડયો. "જય આશાપુરા"ના પ્રચંડ ધ્વનિથી સભા મંડપ ગર્જ્યો. "જીએ રા"ના ગગનભેદી અવાજોથી મોટો જયઘોષ થવા લાગ્યો. મહારાજા રાવ સાહેબ, તથા તમામ જાડેજા ભાયાતો, ગરાસીઆ રજપૂતો, સરદારો અને સભાજનો દેવી આશાપુરાજીના દર્શને ગયા. કસુંબો ચાલુ થયો, ભાયાતો તથ ગરાસીઆ રજપૂતો અને પસાયતાં ચાકરીઆત લોકો ઠાકોર શ્રી લખાજીની સરદારી નીચે ભેળા થયા. દરબારી પગારદાર લશ્કર જીવણ શેઠની સરદારી તળે ભેળું થયું. આવી રીતે કચ્છી લડવૈ-

થાઓ બે ભાગમાં વહેંચાયા. તેઓ કચ્છની ઉત્તર સરહદ તરફ કૂચ કરવાને તૈયાર થયા.

રાજનગર ભૂજ શેહરમાં આ પ્રસંગે મોટી હિલચાલ મચી રહી. આગેવાન અને બહાદુર લડવૈયાઓ પોતપોતાની ટુકડીઓના જવાનોને તૈયાર કરવા લાગ્યા. આખા કચ્છમાં આ લડાઇ પ્રસંગે મહાન આન્દોલન અને હિલચાલ મચી રહ્યાં. પોતાના સ્વદેશ તરફની ફરજ અદા કરવા પૂર્ણ ઉત્સાહથી લડવૈયાઓ એકત્ર થવા લાગ્યા. આશરે પચીશ હજાર સૈનિકો ભૂજનગરમાં ભેળા થયા. જાડેજા, હોથી, મોકળશી, બુઠ્ઠા, બારાચ, વીરભદ્રો (દેદા), અબડા, આમર, વિગેરે રાજપૂતો તેમજ ધંગ લોકો, નોડે, નોતિયાર, સમા, સુમરા, સૈયદ, મલેકો, મોગલો, મિઆંણા, જત, બરેચો, તથા લખપત અને ભૂજ નગરનું દરબારી લશ્કર "ઝારા" ડુંગર પર એકઠું થયું. દેશના જૂદા જૂદા ભાગોમાંથી જાડેજા ભાયાતો પોતાના લડવૈયા માણસોને લઈ પરબારા ઝારા ડુંગર પર પહોંચ્યા. કચ્છીઓની છાવણી ઝારા ડુંગર પર નંખાઇ. ત્યાં આસરે ૩૫ હજાર માણસો એકત્ર થયાં. રાજધાની ભૂજ નગરના રક્ષણ માટે જામનગર તથા રાયધણપુરનથી પાયદળ અને ઘોડેસ્વાર લશ્કર મંગાવી રાખવામાં આવેલું હતું.

# પ્રકરણ ૬ ઠું.

## રણક્ષેત્ર.

ઝારો ડુંગર કચ્છની ઉત્તર સરહદ તરફ ગામ નરા, ઝુમારા, હરોડા, અમીઆં, ખટીઆં, નજીક રણના કિનારા પાસે એક સુદ્રઢ અને દુર્ભેદ્ય કિલ્લાની માફક મોટા વિસ્તારમાં આવેલ છે. રણને કિનારે કિનારે ચાલતાં તેનો ઉતર અને પુર્વ ભાગ જાણે મોટી ગઢરાંગ હોય તેવો લાગે છે. તેનો ઉપલો ભાગ કેટલોક સપાટ આવેલો છે ઝારા ડુંગર પર ચડવા માટે એકજ રસ્તો તેના વાયવ્ય ખુણા તરફથી છે. તે સિવાય બીજા સંકિર્ણ રસ્તાઓ છે, તે આ લડાઇ વખતે બંધ કરી દેવામાં આવ્યા હતા. ડુંગરના ઉપલા ભાગના ઉત્તર અને પૂર્વના છેડાઓ તરફ કુદરતી નાની દિવાલ હૈયારખી જેવી છે. ઉગમણી અને દખણાદી તરફ કેટલીક જગો એ કચ્છીઓએ પથરાનો કિલ્લો બાંધી લીધો હતો. તે હજુ કાયમ છે. ઉપલા ભાગમાં પુષ્કળ ઝાડી વાઢી જમીન સાફ કરી છાવણી નાંખવામાં આવી હતી. વાયવ્ય કોણુવાળા રસ્તાની આથમણી બાજુએ લગોલગ એક ટેકરી આવેલી છે, તે ઉપર એક મોટી તોપનો મોરચો ગોઠવવામાં આવ્યો હતો, તે ટેકરી હાલ "નાળવાળી મોરી"ના નામે ઓળખાય છે. લડાઇનું

મથક—રણક્ષેત્ર તથા તેની મોરચાબંધીની ગોઠવણ એવી તો મજબુત કરવામાં આવી હતી, કે દુશ્મનોનું મોટું લશ્કર ઝારાની પર્વતમાળાના કુદરતી રક્ષણ હેઠળ કામ કરનાર નાનાં લશ્કર સામે બિલકુલ ટકી શકે નહિં. એવો કચ્છી લશ્કરે સધિયારો લીધો હતો આવા મજબુત સમર ક્ષેત્રમાં મારવા અને મરવાનો દ્રઢ નિશ્ચય કરી કચ્છી લડવૈયાઓ એકત્ર થયા હતા.

ઝારા ડુંગરની ઉત્તરાદી તરફ દોઢેક માઇલને અંતરે રણને કિનારે જોડાભિટ્ટ નામની ટેકરી આવેલી છે, ત્યાં મીર ગુલામશાહે પોતાની છાવણી નાખી હતી. જોડાભિટ્ટની આડમાં ગુલામશાહે પોતાના તંબુઓ નાંખ્યા હતા. ત્યાંથી તેના સૈન્યનો પડાવ રણને કિનારે કિનારે ગામ નરા સુધી ફેલાયલો હતો. સિંધીઓની છાવણીના મધ્યભાગમાં તેના સેનાપતિ દરિયાખાનના તંબુઓ હતા. આ દરિયાખાન કુશળ રણ પંડિત હતો. તેના હાથ નીચે બીજા ઘણા બહાદુર સેનાનિયો હતા.

કચ્છીઓના મુખ્ય સરદારો–ઠાકોરશ્રી લખાજી, અને જીવણશેઠ હતા. તે સિવાય નરાના ઠાકોરશ્રી ભીમજી તથા વીશોજી, અકરીના જાડેજા સગ્રામજી તથા ઉમરોજી, નલીઆના જાડેજા લખધીરજી, ગુનેરીના હોથી પુનરાજજી જે પાછળથી પુનરાજ પીરને નામે ઓળખાયા છે તે, તથા મુંધાનના હોથી શિવરાજજી, જોશી મુલજી લખાણા, સમાધોધાના વઢિર હમીરજી, મિયાણા જાતિના આગેવાન પુના કકલ અને ઉમર ઔવર વિગેરે હતા.

કચ્છના ઇતિહાસકાર શ્રીયુત્ આત્મારામ ભાઇ કેશવજી દવે ઝારાના યુદ્ધ સંબંધે તેમના ઇતિહાસમાં લખે છે કે આવી મોટી અને ભયંકર લડાઈ કચ્છમાં કોઇ પણ વખતે થયેલી નથી. ઝારાની લડાઇથી વિશેષ ભયંકર યુધ્ધ અબડાસા તાલુકાના ગામ વડસર અને રામપુર પાસે વિક્રમની ચૌદમી સદીમાં જામશ્રી અબડા અડભંગ અને દિલ્લીના

બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજી વચ્ચે થયેલ હતું. તે સિંધના સુમરા રાજપુતો પર ચડી ગયો હતો. સુમરાઓનો તેણે નાશ કર્યો. તેમની કુળ લલનાઓ પોતાના ધર્મ અને શિયળના રક્ષણ માટે સિંધથી નાશી કચ્છમાં જામ શ્રી અબડાને શરણે આવેલી હતી. તેમના તરફ શરણાંગત ધર્મ બજાવતાં જામશ્રી અબડો બાદશાહી લશ્કરની સામે લડયો હતો. આ યુધ્ધ બૌતેર દિવસ સુધી ચાલ્યું હતું. તેનું સમરક્ષેત્ર ઝારાના યુદ્ધ સ્થળ કરતાં મોટા વિસ્તારમાં હતું; તેના અવશેષો હજુ ત્યાં જોવામાં આવે છે. જામશ્રી અબડાની આ લડાઇ વિષે કચ્છના ઇતિહાસમાં કાંઇ પણ હકીકત આપવામાં આવી નથી એ દિલગીરી ભરેલું છે. ભવિષ્યના ઇતિહાસકારો પ્રાતઃસ્મરણિય જામશ્રી અભડાએ શરણાગત ધર્મ બજાવતાં ક્ષાત્રતેજથી કરેલ પરાક્રમોને અંગે આપેલ પ્રાણની આહુતીને માટે તેમને યોગ્ય ઇન્સાફ આપશે એવી આશા છે.

ઝારાનું યુધ્ધક્ષેત્ર તથા બંને બાજુના લશ્કરોની છાવણીનો વિસ્તાર ઘણો મોટો હતો. લડાઇ ઘણી સખ્ત અને ખુનખાર હતી, આ યુધ્ધ સંબંધમાં એક કચ્છી કવિએ કચ્છી ભાષામાં કવિતા કરેલી છે. તેનો મળ આવેલો થોડોક ભાગ આ નીચે આપવામાં આવેલો છે તે યુદ્ધ સ્થલના દેખાવ તથા ભયંકરતા વિષેનો કાંઇક ખ્યાલ આવે છે.

शूरें घरें वधामणां, कायर पै भांगाण;
रजवजें सरणायुं, पखर जें कंकाण. ॥१॥

ઝારા ઉપર યુધ્ધની તૈયારીઓ થતી હતી. તે વખતે શૂરા પુરૂષોને ઘેર જાણે વધામણી મળી હોય તેમ જણાતું. કાયર માણસોમાં ભાગ નાશ થવા લાગી. રણક્ષેત્રમાં સરણાઇયો વાગવા માંડી અને યોધ્ધાઓ પોતાના ઘોડાઓને બખ્તરોથી સજવા લાગ્યા.

शूरें के सड थेआ, झारे चडया झुंझार;
हे मलायों पाणजो, अमर थिइ तलवार. ॥२॥

રણમેદાનમાં શૂરાઓને હાકલો થઈ. મહાન લડવૈયા રણમાં ઘુમનાર–ઝુંઝારો ઝારા ઉપર ચડયા. તેમણે પોતાનો દેશ ઉજાળ્યો. તેમની તલવારો અમર થઈ.

**झारे झुमारा कंधीप, नारी नाद केआ;**
**गलोलें जे मिंयमें, धारू धोंस थेआ. ॥३॥**

ઝારા અને ઝુમારાના કિનારા પાસે તોપોએ અવાજો કર્યા. ગોળાઓના વર્ષાદમાં દારૂના ધુમાડા થવા લાગ્યા.

**गजी गुलामशाह चडयो, सारी सिंध मिझा;**
**प्रा जा परवाना पेआ, छारी ढंढ मथे. ॥४॥**

આખા સિંધમાંથી તૈયારી કરીને ગર્જના કરતો ગુલામશાહ ચડયો. પ્રાતઃકાળમાં છારી નામના ઢંઢ ઉપર તેની ખબરો મળી ચૂકી.

**उतर पार में ओन्यो, से मुरू मथ्थे मीं;**
**विज वराका डे, साहेब सजो डीं. ॥५॥**
**भेरपो भालें जो, सांगे जी सरा;**
**कुंवर टिले कच्छजा, जेंजा ढुंगा ठाऊका. ॥६॥**

કચ્છની ઉત્તર દિશામાં મૂળુ નામના ગામ ઉપર વર્ષાદ ગર્જના કરવા લાગ્યો ત્યાં (તલવાર, ખંજર વિગેરે હથિયારોના ચમકારરૂપી) વીજળી વળાકા દેવા લાગી. અર્થાત્ હથિયારોના વિદ્યુત્ સમાન ચમકારા આખો દિવસ થવા લાગ્યા, ભાલાંઓથી લડવૈયાઓ ભેટાભેટ થવા લાગ્યા ત્યાં સાંગોનો સ્વાદ વખણાયો. આવી ધામધુમમાં કચ્છના કુંવરો ટહેલવા લાગ્યા, કે જેમના લડાઇ સંબંધી ઉમંગોથી ભરપૂર હથિઆરોના ઢુંગા (નાસ્તા) થવા લાગ્યા; અર્થાત્ યુદ્ધોત્સવ મનાવવા લાગ્યા.

**झारे मथ्थे थाणुं; से शूरे सताणीं जो;**
**डुंगर डाडाणुं, से, रंगे डिनां ते रत्त सें. ॥७॥**

ઝારા ઉપર શૂરવીર સતાણી (ભીમજી તથા વીશાજી) નું થાણું નંખાયું. તેમણે પોતાના પૂર્વજોનો ડુંગર (ઝારો) લોહીથી રંગીને રાતો કરી નાંખ્યો.

**हि डुंगर डे पाणजो, खेरीं मथ्थे छत्तर;**
**अची उभा अच्छमें, जीं उभमें नखतर. ॥८॥**

આપણા આ દેશ–ડુંગર ઉપર ખેર નામના ઝાડોનું જંગલ જાણે લડવૈયાઓ ઉપર છત્ર સમાન શોભવા લાગ્યું. તેઓ ઝારા ડુંગર ઉપર વ્યુહમાં ગોઠવાઇ ગયા, તે જાણે માણુસોની ધોળાશ (અચ્છ) એવી શોભવા માંડી કે જેમ આભમાં નક્ષત્ર (તારા) શોભે.

**झारे मथ्थे झूझ्यो, से, शूरो सत्ताणी;**
**काच्छे पाणी रख्यो, तिथ वागड वांचाणी. ॥९॥**

ઝારા ઉપર શૂરો સત્તાણી (ભીમજી ઠાકોર) ઝુઝયો તેણે કચ્છનું પાણી રાખ્યું, ત્યાં વાગડ વખણાઇ.

**जाडेजा जुडधार, काको केसरसिंह;**
**हथ्थ वतायों होथीपं, मोकर सिंपणर्तीं. ॥१०॥**

મોટા કાળા નાગ જેવા (જુડધાર) જાડેજાઓમાં ઠાકોરશ્રી લખાજી જેવા કેસરી સિંહો લડવા લાગ્યા. ધંગના હોથીઓ અને પાવરના મોકળ સિંહોએ પોતાના હાથ બતાવ્યા.

# પ્રકરણ ૭ મું.

## દગાની રમત અને કુટિલ રાજનીતિ.

સિંધી લશ્કર નરાથી જોડા ભિટ્ટ સુધી ચાર ગાઉના વિસ્તારમાં રણને કિનારે ફેલાયલું સાંઝ વખતે મેલાણ કરીને પડયું. નરો ગાળ ખાલી કરવામાં આવેલું હતું. આજુબાજુના સઘળા કૂવાઓ ધૂળ અને પથરાઓથી પૂરી મૂકવામાં આવેલા હતા, આ કારણથી સિંધીઓ પાણી વગર બેહાલ થયા. કહેવાય છે કે, એક રૂપિયાનો એક લોટો પાણી મળવું મુશ્કેલ હતું. સાંઝને વખતે સંધીઓનું લશ્કર થાકેલું અને ભૂખ્યું તરસ્યું પડાવ નાંખી પડી રહ્યું. જો આ વખ્તે જીવણ શેઠ તેઓ ઉપર ચડાઇ લઇ જઇ તુટી પડયો હોત તો સિંધીઓનો બચાવ થવો મુશ્કેલ હતો. અને કચ્છીઓ એક મહાન ફતેહ મેળવત. પણ જીવણ શેઠ ચતુર લડવૈયો ન હતો, જેથી તે તેમ કરી શકયો નહિં. અને નેપોલિયન બોનાપાર્ટની પેઠે મોટા દમામથી પોતાના બળ ઉપર મુસ્તાક રહી ઝારાની ટેકરીઓ ઉપર મોરચા માંડી છાવણી નાંખી પડયો રહ્યો. તેણે સિંધી લશ્કરને થાક ઉતારવા બે દિવસની તક આપી. ગુલામશાહે પોતાના લશ્કરની ભુખ તરસ વિગેરેની મુશ્કેલી જોઇ પુંજાશેઠને તેનો ઉપાય યોજવા જણાવ્યું.

પુંજોશેઠ કુટિલ રાજનીતિજ્ઞ હતો. તે કચ્છીઓની કેટલીક ખસલતોથી વાકેફગાર હતો. તેણે ગુલામશાહને કહ્યું કે એકાદ દિવસ થાક ઉતારવા પડી રેહેવું સલામતી ભરેલું છે. મોટી પ્રભાત વખતે કચ્છીઓ પર હુમલો લઈ જવો જોઈએ. ઠકરાઇ ગરાસીઆનો ઘણો ખરો ભાગ અફી-ણુના બંધાણીઓનો હોય છે. પ્રભાત વખતે તેમને અફીણુ ઉતરી જવાથી તેઓ સુસ્તીમાં પડયા હશે. જો તેઓ કસુંબા પાણી લઈ તૈયાર થયા તો સિંધીઓ તેમનો મુકાબલો કરી શકશે નહિં. કચ્છીઓની ગફલતનો આપણે લાભ લેવો જોઇએ. ગુલામશાહને પુંજાશેઠની આ સલાહ રૂચતી થઈ.

કચ્છીઓને ગફલતમાં રાખવા બીજે દિવસે પુંજાશેઠની પેરવીથી ગુલામશાહે જીવણશેઠ સાથે સંધીની વાતો ચલાવવા માંડી. ગુલામશાહ અને પુંજાશેઠના મનમાં દગો હતો તે વાત જીવણશેઠ કે બીજા કચ્છી-આગેવાનો જાણી શકયા નહિં. ગુલામશાહે પોતાના માણસો જીવણશેઠ પાસે મોકલ્યા અને કહેવરાવ્યું કે રાજકન્યા અને ચડાઇનું ખર્ચ આપવામાં આવે તો અમે યુધ્ધ કર્યા વગર પાછા ચાલ્યા જઇએ. જીવણશેઠે રાજ-કન્યા આપવાની ચોખ્ખી ના પાડી. ત્યારે ગુલામશાહે ફરી કેહેણુ મોકલ્યું કે ચડાઇનું ખર્ચ આપો તો પાછા જઇએ. આ વિષે જીવણશેઠે કચ્છી આગેવાનો સાથે મંત્રણા કરી છેવટે એવું નકકી કર્યું કે ખર્ચ આપ-વાની કબુલાત આપવી. તે વાત ગુલામશાહે સ્વીકારવા કપટ ભાવથી ડોળ કર્યો હતો. આવી રીતે સંધીની વાતો ચાલતી હતી ત્યારે નરાના પ્રખ્યાત ઠાકોરો સન્તાણી ભીમજી તથા વીશાજી ગુલામશાહની છાવણી જોવા ગયા હતા. ગુલામશાહે તેમને પોતાના તંબુમાં બોલાવી સત્કાર કર્યો. જાડેજા ભીમજી અને વીશાજીને શાહની કચેરીમાં જોઈ સિંધીઓ ચકિતાં થયા. તેમનાં મજબુત, કદાવર અને જોરાવર શરીરો તથા મુખમુદ્રા આદિ દેખાવ અને તેમણે ધારણ કરેલાં હથિયારો જોઇ ગુલામશાહે વિચાર્યું કે આવા કચ્છી પેહેલવાન યોધ્ધાઓ સાથે લડાઇમાં જીત મેળવવી કઠણુ

છે. ભીમજી અને વીશાજી ગુલામશાહની અડોઅડ જઇ બેઠા. તેમને ફોડવાની ગુલામશાહે પેરવી કરી પણ ભીમજી તથા વીશાજી તેની લાલચોથી અડગ રહ્યા. ગુલામશાહે તેને પૂછ્યું કે તમારા જેવા જાડેજા કચ્છમાં કેટલા છે? ભીમજીએ જવાબ આપ્યો કે કલોડા જાતિમાં જેવો તું છે તેવા અમે જાડેજાઓમાં છીએ. ગુલામશાહ તેના બાપની રખાત સ્ત્રીના પેટથી જન્મ્યો હતો તેવીજ રીતે ભીમજી તથા વીશાજી પણ તેમના બાપની નોતિયાર જાતિની સ્ત્રીથી પેદા થયા હતા. ભીમજીએ ઉપર પ્રમાણે જણાવી વિશેષમાં કહ્યું કે સાગાઇ જાડેજાઓ તો બીજા ઘણા છે. આ સાંભળીને ગુલામશાહ તથા તેના અમલદારો દિંગ થયા.

ભીમજી અને વીશાજી વિષે એવી હકીકત છે, કે નરાની બજારમાંથી એક નોતિયાર જાતિની યુવાન કન્યા પાણીનું બેડું ભરી વળતાં બે લડતી ભેંસોને એક એક હાથે શીંગડાં પકડી છૂટી પાડે છે; આ દેખાવ નરાના ઠાકોર જુએ છે. આ કન્યાના અદ્‌ભુત બળ પરાક્રમ ઉપર તે ચકિત થાય છે. તેનાથી ખરા શૂરવીર સંતાન પેદા કરવાને તે ઠાકોર આ નોતિયાર કન્યા સાથે પ્રેમલગ્ન કરે છે. તેમાંથી બે દીકરા જન્મ્યા એક ભીમજી અને બીજા વીશાજી. તે બંને ભાઇઓ શૂરવીર હતા.

ગુલામશાહની છાવણી જોઇ મજકુર ભીમજી તથા વીશાજી પોતાના મથક તરફ આવવા લાગ્યા. રસ્તામાં તેમના મનમાં વિચાર આવ્યો, કે આપણે કલોડાની કચેરીમાં ગયા હતા પણ તેને ત્યાંજ પૂરો કર્યો હોત તો "માથીઓ મુઓ ને ગોડડી પરવારી." જવા જેવું પરિણામ આવત. પણ આપણને પાનો ચડ્યો નહિ, અને તે હકીકત સુઝી નહિં, એ ખોટું થયું, માટે ચાલો પાછા ગુલામશાહની કચેરીમાં તેને ત્યાંજ પૂરો કરી નાંખીએ, અને સિંધીઓને આપણા હાથ બતાવીએ. ભીમજી તથા વીશાજી પાછા ગુલામશાહના તંબુ તરફ જવા લાગ્યા અને શાહના પેહેરેદારોને તેમણે જણાવ્યું કે ગુલામશાહ સાથે અમારે હજુ વધારે વાતચિત

કરવાની છે, માટે તેમને ચેતવો. આ ખબર દરવાને ગુલામશાહને આપી. ગુલામશાહ ચેતી ગયો કે હવે તેમને આવવા દેવા યોગ્ય નથી. શાહે તેમને કહાવી મોકલ્યું કે હમણાં અમે બીજા કામમાં રોકાઇ ગયા છીએ. આ સાંભળી તેઓ સિંધીઓનું મેલાણુ છોડી ગયા. તેમના જવા બાદ ગુલામશાહે પુંજાશેઠને કહ્યું કે આવા બળવાન અને દ્રઢ મનના જાડેજાએ સામે લડાઇ કરવામાં આપણે ફાવશું નહિં, જેથી જીવણુ શેઠે ચડાઇનું ખર્ચ આપવા સ્વીકારેલું છે, તે લઇને આપણે સિંધ વતી નીકળવું વધારે સારૂં છે. આ સાંભળી પુંજાશેઠે મનમાં વિચાર્યું કે આજ દિવસ સુધી કરેલી બધી ખટપટો અને મહેનત વ્યર્થ જાય છે. ગુલામશાહનું મન નબળું પડેલું જોઇ તેને મજબુત બનાવવા તેણે અનેક તર્ક વિતર્કો લડાવી ગુલામશાહને કહયું કે, આવા જાડેજાઓ કચ્છમાં થોડાજ હશે. બાકીના અપીણી અને આળસુઓના જામ છે. તપાસ કરાવતાં કચ્છીઓ પુરતી સંખ્યામાં લડાઇના મેદાનમાં હાજર થયા નથી. ઝારાની છાવણીમાં પૂરતો દારૂગોળો નથી, ભૂજથી દારૂગોળાનાં આવતાં કેટલાંક ગાડાંઓ આપણી છાવણી પાસેથી વટાતાં આપણા સૈનિકોએ હાથ કરી લીધાં છે, જેથી ઝારા ઉપરનું તોપખાનું વધુ કામ શકે તેમ નથી. કચ્છની ખબરો અને તેની લડાઇની તૈયારી તથા સાધનોની સર્વ હકીકત મારી પાસે મારા ખાસ જાસુસોએ જણાવેલી છે જેથી ચિંતા કરવા જેવું કાંઇ કારણ નથી. આપણે લડાઇ કરવાનો દ્રઢ નિશ્ચય કરવો જોઇએ. હવે માત્ર ખર્ચ લઇને પાછા સિંધ જઇશું તો સિંધના સુલતાનની કીર્તિને ઝાંખપ લાગવા જેવું થશે. જે ઉદ્દેશથી આપણે ચઢાઇ લાવ્યા છીએ તે પાર પાડવાને માટે તમારામાં પૂરતું સામર્થ્ય છે, માત્ર આજનો દિવસ કાઢી નાંખી આપણા લશ્કરને થાક ઉતરાવી તાજું બનાવવાની જરૂર છે. જીવણુશેઠને સફાઇથી ગફલતમાં રાખવાનો જે પ્રયોગ આપણે અજમાવી રહ્યા છીએ તેને ચાલુ રાખી, રાત વિતાડી પ્રભાત વખતે તેમનાપર આક્રમણ કરવામાં આવશે તો અવશ્ય આપણને કીર્તિવંત વિજય મળશે તેની

ખાત્રી રાખશો. પુન્જાશેઠનાં આ વચનો સાંભળી ગુલામશાહે પોતાના વિચારો ફેરવી સેનાપતિને પોતાની હજુરમાં બોલાવી ફરમાન કર્યું, કે પાછલી રાત્રે ઝારાપર ચડાઇ લઇ જવા પૂરતા તૈયાર થઇ રહેજો. બીજી તરફથી જીવણશેઠ સાથે સુલેહ કરવાની મિથ્યા વાતો ચાલુ રાખી હતી. સિંધી લશ્કરમાં તે આખી રાત લડાઇ અને ચડાઈની ગોઠવણો થવા લાગી. આ તરફ ઝારા ડુંગરપર કચ્છીઓ સમાધાની થવાની ચોવટ ચાલતી હોવાનું જાણી, દુશ્મનો કાંઇ નવિન પગલાં નહિં ભરે એવી ભૂલ ભરેલી માન્યતાને લઇને આખી રાત નિશ્ચિંત રહી નિદ્રામાં પડી રહ્યા, અને શત્રુદળમાં શું હિલચાલ થાય છે તેની જરા સરખી પણ તજવીજ તેમણે કરી નહિં. આ અક્ષમ્ય શિથિલતા અને તેમની કમનસીબ બેદરકારી ભરેલી ગફલતનું પરિણામ ઘણુંજ માઠું આવ્યું.

# પ્રકરણ ૮ મું.

## યુદ્ધનો પહેલો દિવસ.

ગુલામશાહ અને પુંજાશેઠે પોતાના ઠરાવ મુજબ કરી રાખેલી સઘળી તૈયારીઓ અને ગોઠવણો પ્રમાણે સિંધી લશ્કરે પાછલી રાત્રે ઝારા ડુંગરપર ચડવા માંડયું. કશીપણ ગરબડ વગર ચુપચાપ સિંધીઓની ટુકડીઓ હાથમાં ખુલ્લી તલવારો લઇ ઝારાપર પહોંચી ગઇ. તેમણે સુતેલા કચ્છી લશ્કર પર છાપો માર્યો. કચ્છીઓ નિદ્રા ત્યાગી આસપાસ જુએ છે, તો પોતાને દુશ્મનોથી ઘેરાઇ ગયેલા દીઠા; તેઓ ગભરાટમાં પડયા. તેમની સ્થિતિ અવ્યવસ્થિત થઇ પડી. કચ્છીઓ દગો દગો એવા અવાજો કરતા ઝટપટ હથિયારો પકડી સામાં થયા, જીવણશેઠે વાયવ્ય ખુણાની ટેકરીપર એક મોટી તોપનો મોરચો ગોઠવ્યો હતો તે મોરચો ઝારા ઉપર ચડવાના રસ્તાની અડોઅડ મુજરાપર હતો. આ મોરચો ઘણો મજબુત હતો, તેપર ગોઠવેલી તોપનો મારો જબરદસ્ત હતો, કમનસીબે તે તોપ પેહેલે ભડાકે ફાટી પડી. તેણે મેટ્રેલિયર ની માફક દગો દીધો. આ દુર્ઘટનાથી કચ્છી લશ્કરમાં ભારે કોલાહલ થઇ રહયો. સિંધીઓના આક્રમણનો જોશ વધ્યો. પાછલી રાતનો સમય અને તેની સાથે ઝાકળનું ઘોર અંધારૂં હતું, તેમાં

પરસ્પર મોટી કતલ ચાલી, પોતાનું કે પરાયું કોઇ જાણી શકાતું નહતું. કચ્છીઓ આપસમાં તેમજ સિંધીઓના મારાથી ઘણા કપાયા. લડાઇ ચાલતી હતી તેમાં કાંઇ નજર આવતું નહતું. દિવસના આઠ વાગ્યા સુધી ઝાકળના ઢોંગરમાં લડાઇ ચાલતી હતી. લગભગ પાંચ કલાક અંધારામાં યુધ્ધ ચાલ્યું જેથી ઘણી ખાનાખરાબી થઇ. જીવણશેઠને તેની ગફલતને માટે ઘણો પશ્ચાતાપ થયો. તે રાજકારસ્થાની પુરૂષ હતો પણ કાબેલ સિપાહી નહતો. તેની બેદરકારી અને ગેરવ્યવસ્થાને લીધે શરૂઆતમાંજ કચ્છી લશ્કરને ઘણું નુકશાન સહન કરવું પડયું. ખુદ જીવણશેઠ અને તેના તાબાના ઘણા લશ્કરીઓ પેહેલે સપાટે કપાઈ ગયા. થોડીવારે ઝાકળ ઉડી ગઈ. સૂર્યનો પ્રકાશ પૂરદમામથી ફેલાવા લાગ્યો, જેથી કચ્છીઓ અને સિંધીઓ સામસામા વ્યુહમાં ગોઠવાયા, સિંધીઓનો ઝારાપર ચડેલો વિભાગ કપાઇ ગયો. તેમની છાવણીમાંથી માણસોની મદદ ઉપર મદદ આવવા લાગી, જેમ જેમ સૂર્ય ચડતો ગયો તેમ તેમ લડાઇએ ભયંકર રૂપ ધારણ કર્યું. તુમુલ યુધ્ધ થવા માંડયું, માણસોના ઢગલે ઢગલા જમીનપર પડવા લાગ્યા. લડવૈયાઓની વીર હાકોથી આકાશ પ્રતિધ્વનિત થવા લાગ્યું. કેટલાકોની કારમી ચીસોથી કાન બહેર મારવા લાગ્યા. શૂરા અને દ્રઢ મનના કચ્છી જવાનોએ સિંધીઓનો બળવાન ધસારો છતાં પોતાની જગા મૂકી નહિં, અને પોતાના મરણ પામેલા સાથીઓના શરીરોપર થઇને સિંધીઓ સામા ધસવા લાગ્યા. તેઓ હવે એકદમ જોશભેર હાથમાં તલવારો લઇ, વર્ષારૂતુના પહાડી ઝરણ માફક "જય આશાપુરા" અને "હરહર મહાદેવ" ના પ્રચંડ પોકારો કરતા, ત્વરાથી સિંધી મ્લેચ્છોપર તુટી પડયા. તેમનો દેશ સ્વદેશને માટે આ સંસારથી સર્વ સંબંધ છોડીને નિડરપણે મૃત્યુના મુખમાં પેસનારા દ્રઢ મનના વીર પુરૂષોને વધારે મળતો હતો. તેમની પાઘડીના પેચો છૂટી ગયા હતા, તેમના ચોટલાના વાળો ખભા ઉપર આમતેમ ફરફર ઉડતા હતા. આ વખતે શોક, નિરૂત્સાહ, દુઃખ અને નિરાશા દૂર થઈ જઇ તેની જગોએ વિજયની મહાન આશા અને શત્રુ-

ઓને મારી હઠાવવાની ધારણાએ તેમનામાં એવડું શૂર ઉત્પન્ન કર્યું હતું. સૂર્યદેવ પૂર ભપકામાં પ્રકાશમાન થયો. જમીન ઉપરથી ઝાકળની ભિનાશ ઉડી ગઇ. ચોતરફ લડવૈયાઓના વિજયધ્વનિ તથા સંગ્રામની ઉત્સાહક વીર હાકોથી આકાશ ગુંજવા લાગ્યું. ઢોલ નગારાંના ધડધડાટથી, તોપોના ગડગડાટથી, તુરી અને શરણાઇયોના નાદથી, બંદુકો અને જંજાલોના સણસણાટથી રણક્ષેત્ર—ઝારો ડુંગર ગાજી ઉઠ્યો. કચ્છી અને સિંધી સૈનિકો ધડાધડ પડવા લાગ્યા. સિંધીઓનો સેનાપતિ દરિયાખાન પોતાના પડાવમાંથી સૈનિકોની ટુકડીઓ પર ટુકડીઓ ઝારાપર મોકલતો હતો, જેથી સિંધીઓની સંખ્યા વધવા લાગી. ઠાકોરશ્રી લખાજી અને નહાના ઠાકોરશ્રી ભીમજી તથા વીશોજી, નલીઆના ઠાકોર લખધીરજી તથા ખેંગારજી વિગેરે ભડવીરોએ સિંધીઓના વેગને અટકાવવા પૂરતો શ્રમ લીધો. પરંતુ સિંધીઓની સંખ્યા વિશેષ હોવાથી, તેમજ કચ્છી લશ્કર પ્રભાત વખતે ઘણી હાની સહન કરી ચૂકેલું હોવાથી, અને તેમને બીજી મદદ આવતી ન હોવાથી લડાઇના સ્વરૂપે પરિવર્તન કરવા માંડયું. નરાના યોધ્ધા ભીમજી તથા વીશોજી પ્રચંડ વેગથી લડવા લાગ્યા, તેમણે સિંધીઓનો ખુરદો કરવામાં કચાશ રાખી નહિં. શત્રુઓના ધસારાને અટકાવી, વિકાળ સિંહની માફક તેઓ શત્રુદલ સાથે ભીડયા. તેઓની આવેશ ભરી લડતથી સિંધીઓ વિખેરાવા લાગ્યા. "**भीमजीय झारो मलायो मुडयो मार्ग नडे.**" ભડવીર ભીમજીને યુધ્ધનો રંગ ચડયો. છલંગો મારતો કુદતો શત્રુઓમાં ઘુમ્યો અને તેમનો ઘાણ વાળ્યો.

**तोपें टुकर उथडें, फिफड धड फाटें;**
**घडयो मिंज घाटें, भालों अणीयें भीमजी.**

લડાઇના મેદાનમાં તોપો ફાટીને તેનાં ટુકડા ઉડવા લાગ્યા, માણસોનાં ફેફસાં, હોજરી, ધડ ફાટવા લાગ્યાં. ભાલાની અણીઓથી ભીમજી શત્રુદલમાં યુક્તિપૂર્વક ઝુઝયો. તેનું શરીર જખમોથી ચીરાઇ જવા

જેવું થયું. લડતાં લડતાં તેનું માથું ઉડી ગયું; ભીમજી શૂરો થયો. તે ધડ લડવા લાગ્યું. અને તેવી સ્થિતિમાં તેણે અનેક દુસ્મનોને જમીન દોસ્ત કર્યા. ઠાકોર વિશાજીએ સિંધીઓનો મોટો સંહાર કર્યો. તે પણ શૂરો થયો તેણે શીશ વગર ખડ્ગ ચલાવી અનેક સિંધીઓને કાપી નાંખ્યા બંને વીર બાંધવો માતૃભૂમિની સેવા બજાવતાં, ક્ષત્રિય જાતિ કુલધર્મ માટે બહાદુરીથી લડતાં લડતાં, સંવત ૧૮૧૯ ના માગશર શુદિ ૧૦ શુક્રવારના રોજે, બપોર પછી બે વાગ્યાના શુમારે સ્વર્ગ સિધાવ્યા. તેમણે કચ્છી વીરમર્દોના ઇતિહાસમાં પોતાને અમર કરેલા છે ઝારાના મહાન યુદ્ધમાં આ બન્ને યોદ્ધાઓએ અપૂર્વ પરાક્રમ કરેલું હતુ આ લડાઈમાં તેમનો દરજ્જો સર્વથી મોખરે છે.

ઠાકોર ભીમજી અને વીશોજી વીરગતિને પ્રાપ્ત થયા. આ વખતે કચ્છ સૈનિકો અદમ્ય સાહસથી લડતા હતા. સખ્ત કતલ ચાલી રહી હતી. ઝારે ડુંગર મનુષ્ય રકતથી રાતો થઈ ગયો, લોહીની નીકો વહેવા લાગી. કાં છે, કે સવાશેરનો પથરો લોહીમાં તણાયો હતો. વિઝાણના ઠાકોર લખાજી પૂર ઉમંગથી લડતા હતા. તેમના શરીરપર એકવીશ જખમ થયા હતા. તેઓ લોહીથી જોગી જેવા લાગતા હતા. આવી સ્થિતિ લડાઈ ચાલુ રાખી તેઓ પોતાને તંબુએ પાછા ફર્યા. તેમનું મેલા ઝારાપરની કાલી તલાવડી નજીક હતું. ત્યાં આજુબાજુના ગામોન રાજપૂતોની સ્ત્રીઓ, કન્યાઓ અને બાળકોના રક્ષણની ગોઠવણ કરવામ આવી હતી. કારણ કે સિંધીઓ વિધર્મી–મુસલમાન–કોમના હો વાથી પોતાની વહુ બેટીઓની લાજ નહિં સચવાય એવું જાણી, લખા જીની છાવણીમાં તેમને રાખવામાં આવેલ. ત્યાં ઠાકોર લખોજી આવ્યા તેમણે તેણીઓને ઉદ્દેશીને કહ્યું કે: માતાઓ તમે તમારો ધર્મ સંભાળ સ્યો. તમારો ધર્મ તથા આબરૂ સચવાય તેવા સંયોગો અત્યારે હુ જોતો નથી. આ સાંભળી રાજપૂત સ્ત્રીઓ તથા બાળાઓ એકે અવાજે બોલી ઉઠી કે અમોને અહીંજ ઠાર કરો. દુશ્મનોના હાથમાં જવા કરત

મૃત્યુને ભેટવા અમે તૈયાર છીએ. અને અન્ય ઉપાયોના અભાવે ઠાકોર શ્રી લખાજીએ તત્કાળ તેઓની કતલ કરવાનો હુકમ પોતાના સૈનિકોને આપ્યો. સૈનિકોએ તેમને કતલ કરી તેમનાં મૃત શરીરોને ઝારા ડુંગરની એક મોટી ખીણમાં ફેંકી દીધાં.

રાજપૂત વીર રમણીઓએ આમ આત્મભોગે પોતાના કુલધર્મ અને શિયળની રક્ષા કરી. સેંકડો ક્ષત્રિયાણીઓએ પોતાની આબરૂને માટે પ્રાણનાં બલિદાન આપીને કચ્છી ધરાને પવિત્ર બનાવી, ઇતિહાસમાં અમરતા મેળવી, ભવિષ્યની ઓલાદને માટે સ્વધર્મ અને સ્વશિયળ રક્ષણના બોધપાઠ ન ભુંસાય તેવી રીતે આલેખાયલાં મૂકી તે વંદનિય દેવીઓએ સહર્ષ સ્વર્ગારોહણ કર્યું. ધન્ય છે તે વીર ક્ષત્રિયાણીઓને, કે જેના પ્રતાપે તથા ધર્મપાલનાને માટે હિંદુ જાતિ અને રાજપૂત કોમ ભૂમંડળમાં ઉચ્ચ મસ્તક લઇ ફરે છે.

ઝાલી તલાવડી પાસે ધર્મપ્રાણ રાજપૂત વીરાંગનાઓનો નિકાલ કરી ઠાકોર લખાજી અને તેમની સાથેના બીજા લડવૈયાઓ પાછા રણક્ષેત્રમાં આવ્યા. તેઓ નવિન ઉત્સાહથી સંગ્રામમાં પ્રવૃત થયા. ઠાકોર શ્રી લખાજી અને જાડેજા શ્રી લખધીરજી વિગેરે કચ્છી યોધ્ધાઓ, હાથમાં ખુલ્લી તલવારો લઇ નિડર શૂર વીરોની પેઠે, દુશ્મનો તરફથી થતા પ્રહારો તથા ગોળાગોળીઓના વર્ષાદમાં ઘુમતા હતા, અને પોતાના સાથીઓને હિંમત આપી લડી રહ્યા હતા. તેમના અંગમાં અનેક જખમો થઇ ચૂક્યા હતા. છતાં તે જરામાં અહીં જરામાં તહીં ઘુમતા ફરતા લડતા હતા. તેમનું શૂરાતન જોઇ કચ્છીઓમાં ઉત્સાહ વધ્યો. હોથી, મોકલસીં, વરમસીં, ખુંટા, બારાચ, વિગેરે બહાદુર રાજપૂતો એકત્ર થઇ ઠાકોર લખાજીને સાથ દેવા લાગ્યા. તેઓ સર્વે જાન તોડીને લડવા લાગ્યા. જેથી સિંધીઓને નુકશાન પહોંચી રહ્યું હતું. કચ્છીઓએ પોતાનું બળ એકત્ર કરવા માંડયું. સિંધીઓનો ધસારો ચાલુજ હતો. માગશર શુદિ ૧૦ ના રોજે આખો દિવસ ખૂનખાર લડાઇ ચાલી. ક્રમશઃ દિવસ વીત્યો, સંધ્યા ઉપસ્થિત થઇ, સૂર્યદેવ

ઉદય થતી વખતે જે ભયંકરરૂપમાં યુધ્ધ ચાલુ થયું હતું તે અસ્ત થતાં સુધી યુધ્ધનો અંત આવ્યો નહિં. દિવસ સમાપ્ત થયો કિંતુ લડાઇની સમાપ્તિ ન થઈ શકી. જેવા જોરશોરથી યુદ્ધનો આરંભ થયો હતો, તેવાજ જોર-શોરથી રાત્રી પડતાં લગી તે ચાલતું રહ્યું. લડાઇમાં કામ આવેલા તથા ઘાયલ થયેલા જવાનોથી યુદ્ધસ્થલ ભરાઇ ગયું. ઉતપ્ત, નરરક્ત અને માંસના સંયોગથી વસુધરા કર્દમમયી લાલચોળ બની ગઇ. ઝારા ઉપર ચડેલું સિંધી લશ્કર જાડેજાઓ અને ધંગ રાજપૂતોની તેજ તલવારથી કપાઇ ગયું. રાત પડવાથી સિંધી લશ્કરનો બીજો ભાગ યુદ્ધસ્થળમાં આવતો અટકી પડયો, જેથી લડાઈ બંધ થઈ. બાકી રહેલા કચ્છીઓએ એકત્ર થઇ મસાલો સળગાવી તેની મદદથી ઘાયલોને ઉપાડી, તેમની સાર-વાર કરવાનો પ્રબંધ કર્યો. ઠાકોરશ્રી લખાજીને થયેલા અનેક જખમોને મલમપટા લગાડવામાં આવ્યા. ઝારા ઉપર ચડવાની ઘાટી તથા અન્ય સ્થળે પૂરતો ચોકી પેહેરો રાખી સાવધતાથી રાત વીતાડવામાં આવી.

# પ્રકરણ ૯ મું.

## યુદ્ધનો બીજો દિવસ.

વિક્રમ સંવત્ ૧૮૧૯ ના માગશર શુદ ૧૧ ને શનિવારના રોજે પ્રભાત સમયે, ઝારા ઉપરના તમામ કચ્છી જવાનો ઠાકોર શ્રી લખાજીની હજુરમાં ભેળા થયા. તેમની સંખ્યા ચારેક હજારની હતી. કસુંબા પાણી ચાલુ કરવામાં આવ્યાં. ઠાકોરશ્રી લખાજી તથા અન્ય સર્વ યોધ્ધાઓ ગઈ કાલની ગફલત માટે ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યા, પરંતુ ભાગ્યના લેખને કોણ મટાડી શકે તેમ હતું? વિધાતાની વિચિત્રગતિને કોઇ કળી શકે તેમ નથી. ઠાકોરશ્રી લખાજીએ સર્વ કચ્છી સૈનિકોને સંબોધીને કહ્યું કે, જીવણશેઠના પ્રમાદી વર્ત્તનને લીધે ગઇ કાલે આપણા લશ્કરનો મોટો ભાગ કામ આવી ગયો છે. હવે આપણી સંખ્યા દુશ્મન સૈનિકોને મુકાબલે થોડી રહેલી છે. પરંતુ આપણે ખરા શૂરવીર ક્ષત્રીઓના વંશજ હોવાથી સંખ્યાનો સવાલ આપણી પાસે કાંઇ જરૂરનો નથી. ખરા ક્ષત્રીઓએ યુધ્ધ વખતે સંખ્યાનો વિચાર કદીપણુ કરેલો નથી. તેઓએ પોતાની માતૃભૂમિની સેવા માટે તથા કુલ ધર્મની રક્ષા ખાતર પ્રાણ સમર્પણ

કરવાને કદી પાછી પાની કરેલી નથી. આપણી સંખ્યા થોડી છે. તોપણ બહુ સંખ્યક સિંધીઓ આપણો જોરાવર સપાટો ઝીલી શકે તેમ નથી; એમ મને તમો બધાઓમાં પૂર્ણ વિશ્વાસ છે. માટે ઉઠો ! ચાલો તૈયાર થાઓ, દુશ્મનોને તમારા હાથ બતાવો. આ સાંભળી સર્વ કચ્છીઓ "જય આશાપુરા" અને "હરહર મહાદેવ"ના અવાજો કરતા રણક્ષેત્રમાં આ ત્યાં આસપાસ જુએ છે તો અસંખ્ય સિંધીઓ અને કચ્છીઓ ધરાશાહી થયેલા માલમ પડયા. નીચે જોડાભિટ્ટ તરફ નજર કરતાં સિંધીઓ લડવા માટે તૈયાર થતા જણાયા. તે જોઇ કચ્છીઓ પણ ઉત્સાહભેર લડાઇની ગોઠવણ કરવા લાગ્યા. મુળ કોરાના રહીશ અને પાછળથી ગુંદીઆળીના રેહેનાર જોશી મુલજી લખાણુા, મુંધાનના હોથી શિવરાજજી, અને ગુનેરીના હોથી પુનરાજજી વિગેરે વીર નરો ઠાકોરશ્રી લખાજી પાસે આવી કેહેવા લાગ્યા કે, અમને હુકમ થાય તો અમે અમારા જથાઓથી જોડાભિટ્ટની સિંધી છાવણી પર આક્રમણ કરીને પરબારા તેમને સિંધ તરફ રવાના કરી દઇએ. બીજાઓએ દરખાસ્ત મૂકી કે, સિંધીઓના પડાવપર ઝારાના મોરચા ઉપરથી તોપોનો મારો શરૂ કરવાથી સિંધીઓનો ધાણ નીકળી જશે. છેવટે તોપોનો મારો ચલાવવાનું મંજુર કરવામાં આવ્યું. તોપખાનાવાળાને તોપો ચલાવવાનો હુકમ કરવામાં આવ્યો. પણ આપણે ઉપર જણાવી ગયા છીએ તે પ્રમાણે, ભૂજથી યુદ્ધ સ્થલ તરફ આવતું દારૂખાનું દુશ્મનોને હાથ લાગી ગયું હતું. કચ્છીઓની છાવણીમાં થોડોજ દારૂગોળો બાકી હતો, તે તથા કચ્છી બંદુકીઆ અને જંજાળો ફોડનારાઓ પાસે જે જુજ દારૂ હતો તે સર્વ એકત્ર કરી તોપખાનું શરૂ કરવામાં આવ્યું. સૂર્યોદય થતાંની સાથેજ મોરચા પરથી ધગધગતા ગોળાઓનો વર્ષાદ સિંધી છાવણીપર આબાદ પડવા લાગ્યો. સિંધીઓ જોડાભિટ્ટની આડમાં ભરાયા. તેમણે પણ પોતાનું તોપખાનું ઝારા ડુંગરની સામે તાકીને ચલાવવાનું શરૂ કર્યું. બને બાજુની તોપો ચાલવાથી જમીન થરથર કંપવા લાગી. ઝારો ડુંગર જોડાભિટ્ટથી ઘણો ઉંચો હોવાથી

કચ્છી ગોલંદાજોનો મારો અસરકારક નીવડયો. સિંધીઓનો મારો નિષ્ફળ જતો હતો. જેથી ગુલામશાહ, પુંજાશેઠ અને સિંધી લશ્કરમાં ઘણો ગભરાટ ફેલાયો. તેમનો કોલાહલ વધ્યો અને નાશભાગ થવા લાગી. કચ્છીઓના ગોળાઓથી સિંધીઓનાં શરીર ચીંથરાંની પેઠે આકાશ તરફ ઉડવા લાગ્યાં; તેમની લાશો જમીનપર પડવા લાગી; કયાં તુટેલી ખોપરીઓ પડતી હતી; ક્યાં હાથપગ આંતરડાં વિગેરે અંગપ્રત્યંગ હવામાં ઉડી રહ્યાં હતાં; માણુસોનાં ધડ, રૂંઢ, મુંડ ધરણીપર પડી ઉછળવા લાગ્યાં; લોહીની નીકો વેહેવા લાગી. આ સર્વનાશી યુધ્ધ લીલા જોઇ ગુલામશાહે પુંજાશેઠને કહ્યું, કે હવે બચવાનો આરો નથી માટે તું કોઇ નિર્ભય રસ્તો બતાવ. પુંજાશેઠે કહ્યું કે કચ્છીઓથી સન્મુખ યુધ્ધમાં હવે આપણે ફાવી શકીએ તેમ નથી. આપણા બાકી રહેલ લશ્કરમાંથી અર્ધ લશ્કર અહીંજ કચ્છીઓને રોકી રાખવા તેમની સાથે લડતું રાખવું, અને અર્ધ સૈનિકોને લઇ આપણે કચ્છના માંહેલા ભાગોમાં ઘુસીએ. ગુલામશાહ ની તેમ કરવા હિંમત ચાલી નહિં. લડાઇને બહાને કચ્છ જેવા અપરિચિત દેશમાં પ્રવેશ કરવો એ જોખમ ભરેલું છે એમ તેને લાગ્યું. પુંજાશેઠે શાહને ધીરજ આપી, કે હવે કચ્છના અંદરના ભાગોમાં કોઈ જીવ જેવી લડાઇ થવાનો સંભવ નથી. પુંજાશેઠની આ સલાહ તથા ગોઠવણુ સેનાપતિ દરિયાખાનના ટેકાથી ગુલામશાહે કબુલ રાખી. ચુનંદા સ્વારો, તથા મજબુત પાયદલ, અને તોપખાનું સાથે રાખી, બાકીના લશ્કરને ઝારા પાસે લડાઇ ચાલુ રાખવાનો હુકમ આપી ગુલામશાહ તથા પુંજોશેઠ કચ્છ દેશની અંદર ઘુસ્યા.

ઝારા ઉપરના કચ્છી તોપખાનાએ કેટલીક વાર સુધી અસરકારક કામ કર્યું; બાદ દારૂગોળો ખૂટયો, તોપો નકામી થઇ પડી. એકાએક તોપોનો મારો બંધ થવાથી સિંધી લશ્કરે છૂટકારાનો દમ ખેંચ્યો, તેઓ "અલ્લાહો અકબર"ના પ્રચંડ અવાજો કરતા ઝારા તરફ કુચ કરવા લાગ્યા. તે જોઇ કચ્છીઓની ટુકડીઓ ઝારા નીચે ઉતરી આવી તેઓને

અટકાવવા લાગી. ઝારા નીચે મોટી કાપાકાપી ચાલી; બહુ વેગથી લડતાં છતાં નીચે આવેલા બધા કચ્છીઓ રણયજ્ઞમાં હોમાઇ ગયા. સિંધી જવાનોને રસ્તાની નડતર દૂર થવાથી તેઓ ઝારા ઉપર ચડવા લાગ્યા. ચડાઇનો અર્ધ રસ્તો પાર કરી નાળ વાળી મોરી નીચેના રસ્તામાં પાણીનાં ઝરણુ સુધી તેઓ આવ્યા. ત્યાં સારસ્વત જોશી મુલજી લખાણાની સરદારી નીચે કચ્છી ટુકડીઓ સિંધીઓના ધસારાને અટકાવવા ખડી હતી. વીર બ્રાહ્મણકુમાર મુલજી જોશીએ વીરત્વથી સિંધીઓનો સામનો કર્યો. મોટી ઝપાઝપી ચાલુ થઇ. તેનાં પરિણામે માણસોના મૃત શરીરોથી રસ્તો ભરાઇ ગયો. બાજુના ઝરણાંમાં અનેક માણસો કપાઇને પડવા લાગ્યા. જોશી મુલજી પટ્ટાબાજ હતા. તેઓ બંને હાથોમાં તલવારો લઇ યાહોમ લડતા હતા. સિંધીઓનાં મસ્તકો ઝપાટાબંધ ઉડાડી દેતા હતા. એક પહોર સુધી જુંબેશ ભરેલી લડત ચલાવી, સિંધીઓના જોરાવર હુમલાને અટકાવવામાં તેઓ ફત્તેહમંદ નીવડયા હતા. તેમના શરીરપર ઘણા જખમો થયા હતા. તેઓ પોતાની ટુકડી શીખે કામ આવી ગયા. શૂરવીર બ્રાહ્મણ મુલજી લખાણાએ બહાદુરીથી લડતાં લડતાં સ્વર્ગારોહણ કર્યું. તે વીર બ્રાહ્મણનો પાળીઓ તેજ જગ્યોએ તેમનાં વીરત્વની વાતોનું સ્મરણ કરાવતો ઉભો છે. તેમના વંશજો તથા ભાયાતો વિગેરે માંડવી તરફથી તેમની વીરપૂજા તથા દર્શન કરવા અદ્યાપિ તે ઝારા ડુંગર પરના પાળીઆ પાસે જાય છે.

બ્રાહ્મણકુલદિપક રાજઋષી જોશી મુલજી લખાણા પોતાના સાથીઓ સાથે બ્રહ્મતેજમાં લીન થયા. સિંધીઓનો પ્રબલ ધસારો ચાલુ હતો. છેવટે તેઓ ઝારા ડુંગરપરના મુખ્ય રણાંગણમાં આવી પહોંચ્યા. ઠાકોરશ્રી લખાજીની સરદારી નીચે ઘણા રાજપૂત જવાનો પ્રતિપક્ષીઓની પ્રતીક્ષા કરવાને મુસ્તૈદ ખડા હતા. જખમી શરીરથી ઠાકોર લખાજી કચ્છીઓની હરોળમાં હથિયારોથી સજ્જ થયેલા લડવાને તૈયાર ઉભા હતા. સિંધી જવાનો અને કચ્છી બહાદુરો સનમુખ યુધ્ધમાં પ્રવૃત થઈ

પરસ્પર મોટી કતલ ચલાવવા લાગ્યા. મધ્યાન્હ સમયે સૂર્યની પ્રચંડતા વધતી ગઇ તેમ તેમ લડાઇએ ભયંકર રૂપ પકડ્યું. હોથીઓ અને મોકલ સિંહો, બુટ્ટા અને બારાચો, સમા અને હિંગોરાઓ જાડેજાઓની સાથે રહી લડતા હતા. હોથી પુનરાજજી તથા શિવરાજજી મદોન્મત સાવજોની પેઠે લડી રહ્યા હતા. તેમણે સિંધીઓનો મોટો કચ્ચરઘાણ વાળ્યો. કચ્છીઓ કરતાં સિંધીઓ બમણી સંખ્યામાં હતા બપોર પછી ચાર વાગ્યાના વખત સુધી લડાઇ ચાલી, તેમાં કોની જીત અને કોની હાર થઇ તે કાંઇ જણાયું નહિં. બન્ને પક્ષના યોધ્ધાઓ હથેલીમાં જીવ રાખીને લડતા હતા. તેમણે સામસામો મોટો સંહાર કર્યો. મુડદાંઓનાં ઢગલા થયા, લોહીથી ખાબોચિયાં ભરાઇ ગયાં. વીરમર્દો પ્રાણની પરવા રાખ્યા વગર ઉન્માદી મનુષ્યો માફક લડતાં લડતાં સ્વર્ગને રસ્તે સીધાવ્યા. ગુનેરીના હોથી પુનરાજજી સખ્ત લડાઇ લડી વીરગતિને પ્રાપ્ત થયા તેઓ પાછળથી પુનરાજપીરને નામે ઓળખાયા છે. હોથીઓ તેમના પાળીઆને આજે પણ પ્રતિષ્ઠાથી પૂજે છે. ઠાકોરશ્રી લખાજી શીખે આખું કચ્છી લશ્કર કામ આવી ગયું. તમામ સિંધીઓ ઝારાની જવલંત અને ઉગ્રભૂમિમાં ધરાશાહી થયા. તેમનામાંથી કોઈ ગુલામશાહને સંદેશો પહોંચાડવા બાકી રહ્યો હતો કે કેમ ? તે જાણવું અશક્ય છે. આ લડાઇમાં કોઇકજ બચવા પામ્યો હશે. બન્ને પક્ષોનો કચ્ચરઘાણ નીકળી ગયો હતો. તમામ માણસોએ બહાદુરીથી લડીને સ્વર્ગનો રસ્તો લીધો હતો.

આ યુધ્ધમાં વિંઝાણના ઠાકોર શ્રી લખાજી અદમ્ય સાહસથી લડયા હતા. તેમના વિષે કરોડીના બારોટ કાંયાએ કચ્છી ભાષામાં જે કવિતા કહેલી છે, તેમાં આ યુધ્ધને લગતી હકીકતનો ભાગ નીચે પ્રમાણે છે.

वैकुंठपुरो विंझाण, जिथ सिंह लखोसपनुं;
कुंवर जझाणी कान, अवतारी आव्यो भले. (१)
लखे झारो ज लयो, कायुं थ्यो मिझ कोट;
घणां नचायें गोट, बारोट बिरद खटयो. (२)

मबी डुंगर माठ, मरख दिलमें धा;
पडयुं लखुं लहोरीं, समे लंगायुं शिर मथा. (३)
वीरा वंक विंझाण, (તા) भूपट मुगट मुंढेआ;
थ्यो चेलो सौ संसार, शूरें जो गुरु साहेबो. (४)
जनन जनन जालरीं वजें, वजें रूक्क ठमकार;
जशाणी जुडधार, सेवा मढँ साहेबे. (५)
मालेंसें भरपूर, हुइ झाटकें जुडी;
कांयल हथ करमाल, वीर झबुकें वीजडी. (६)
अध धड उनहिं माग, अध विंजी अलगा प्हें;
खेले रावल खाग, युद्ध जशाणी खटयो. (७)
जे हुपं पुवंगे पक्ख, तउडामीं केकाण;
सैंय दैय साहेबो, इंद्रासनमां आण. (८)

ભાવાર્થ:—

વૈકુંઠપુરી સમાન વિંઝાણુ નગરીમાં સિંહ જેવો લખાજી ઉત્પન્ન થયો શ્રીકૃષ્ણના અવતાર રૂપ જશાણી કુંવર તું ભલે અવતર્યો. (૧)

લખાજીએ ઝારાના યુધ્ધનું બીડું ઝાલ્યું, કાંયો બારોટ ત્યાં ગઢ થયો, જેણે ઘણા વીરમર્દોને અપસરાઓને વરનારા (ગોટ) બનાવી નચાવ્યા. છેવટ કાંયા બારોટનો બિરદ ખાટયો. (૨)

હે ઝારા ડુંગર ! તું બી મા અને શાંત થા. તારા દિલમાં ધાસ્તી નરાખ, આવી (યુધ્ધની) લાખો લેહેરો સમા રજપૂતોએ પોતાના શિરપરથી સહેજ પસાર કરાવી છે. (૩)

હે વિંઝાણુના વંકા વીર! તેં રાજવીઓના મુગટ મુંડયા, જગત તારો ચેલો બન્યો. હે સાહેબ (લખાજી) તું શૂરાઓનો ગુરૂ થયો. (૪)

જણુણુ જણુણુ જાલરોના જનકાર થયા, રૂક (પોલાદી) હથિયારોના ઠમકાર થયા, કાળાનાગ જેવા (જુડધાર) લખાજી જશાણી એ (સાહેબે) યુધ્ધરૂપી સેવા માંડી. (૫)

ભાલાઓથી ભરપૂર ઝાટકાઓની જડી થવા માંડી, કાંયો બારોટ કહે છે, કે વીર શિરોમણી લખાજીના હાથમાં તલ્વાર વીજળીની માફક ઝબુકી રહી હતી. (૬)

લખોજી ઘોડાને ખેલાવતા ખેલાવતા એવો સંહાર કરવા લાગ્યા કે એક ઝટકાથી દુશ્મનોનાં અડધાં ધડ તેજ જગોએ પડવા લાગ્યાં અને અડધાં ધડ અળગાં (છેટે) જઈ પડવા લાગ્યાં. જશાણી (લખોજી) યુધ્ધ ખાટયો.

જો ઘોડાઓને પાંખો થતી હોય તો હે (લખાજીના) ઘોડા! તું ઉડીને ઇંદ્રાસનમાં જઈ સમી દેહે, સાહેબ લખાજીને અમારી પાસે આણી આપ.

આ યુદ્ધ વિષે કચ્છી કવિયે યોગ્ય કહ્યું છે, કેઃ—

**युद्ध जरासंघजो, अबडे पण कयो इंय.**
**लखे लेखे चाडें, झारो मूचर जींय.।**

પ્રાચીન કાળમાં પુરાણુ પ્રસિધ્ધ શ્રી કૃષ્ણ અને જરાસંધ રાજાનું યુધ્ધ મશહુર છે. કચ્છ વડસરના જાયશ્રી અબડા અડબંગે તેવુંજ યુદ્ધ અલ્લાઉદીન ખીલજી સાથ કરેલું હતું. ઠાકોરશ્રી લખાજીએ તેવીજ રીતે ઝારાના યુધ્ધને લેખામાં આણેલું છે કે જેવી રીતે હાલારમાં ભૂચર મોરીનું યુદ્ધ થયું હતું.

ઝારાની લડાઈમાં બંને પક્ષના એક લાખ માણસોનો સંહાર માત્ર બે દિવસમાં થયાનું કેહેવાય છે. આ ઉપરથી આ લડાઈની ભયંકરતા તથા નાશકારક સ્થિતિનો ખ્યાલ આવી શકશે. યુરોપિયન યાંત્રિક તોપો,

હવાઇ વિમાનો અને બંદુકો દ્વારા ચલાવવામાં આવતી લડાઇ કરતાં હાથોહાથની તલવારની લડાઇ ઘણી સખ્ત હોય છે. તેનો પ્રત્યક્ષ દાખલો ઝારાનું યુધ્ધ પૂરો પાડે છે. ઝારાની મુખ્ય ટેકરી ઇશાન ખૂણાવાળી જે મારાવાળા ટક્કરને નામે ઓળખાય છે, તેપર આ લડાઇ વખતે માર્યા ગયેલાં માણસોનાં હાડકાંના ઢગલા હજુ સુધી પડેલા છે. તેમજ ઝારા ડુંગરની આજુબાજુની ખીણો તથા ઝાડીમાં માણસોના હાડકાંઓ તથા દાગીના મળી આવે છે. જે ઉપર આજે એકસો સાઠ વર્ષ થયાં. અનેક વર્ષાદો વર્ષી ગયા છે, તડકા અને શિયાળાની ઋતુઓ વટાઇ ગઇ છે, તો પણ તે યુધ્ધનાં અવશેષો તરીકે પ્રત્યક્ષ કાયમ રહેલાં છે. વીરપૂજા કરનારા રાજપૂતો વિગેરે વીરમર્દો તે હાડકાંના ઢગલાપર કસુંબા ચડાવે છે. ઝારાનું યુધ્ધ એ એક મોટો હત્યાકાંડ છે. સ્વાર્થને લીધે પુંજાશેઠે જીવણશેઠ પાસેથી વેરની વસુલાત કરવા માટે આ સર્વનાશી યુધ્ધ કરાવેલું હતું. તેણે પોતાની જનનીરૂપ જન્મભૂમિને નજીવાં અંગત કારણસર આટલું બધું નુકશાન પહોંચાડયું હતું, તે કાંઇ નાનું પાપ નથી. આજ પણ કચ્છના લોકો કોઇને સોગન આપતી વખતે-"ઝારા માર્યાની હત્યા"ના સોગન આપે છે.

# પ્રકરણ ૧૦ મું.

## ગુલામશાહનો કચ્છમાં પ્રવેશ.

મીર ગુલામશાહ અને પુંજોશેઠ ઝારાનું યુદ્ધસ્થળ મૂકી સદલબલ કચ્છ દેશમાં ઘુસ્યા. તેઓએ ઘણા જાગીરદારો પાસેથી દંડ લીધા, લુટફાટ ચલાવી, અને આસપાસનાં ગામડાં બાળી નાંખ્યાં. તેઓ લાખણીઆ અને તેરા તરફ આવી પહોંચ્યા. ત્યાંના ભાયાત જાગીરદારો પાસેથી દંડ લીધા. કોઠારાના ઠાકોર પાસેથી પૈસાની મોટી રકમ કઢાવી. વરાડીઆ પાસે પોતાનો પડાવ નાંખ્યો. ત્યાંથી જૂદા જૂદા જાગીરદારો પાસેથી દંડ લેવા લસ્કરની ટુકડીઓ મોકલી. રાપર ગઢવાળી પાસે ગુલામશાહની ફોજે હાર ખાધી. ત્યાંના નાના પણ મજબુત કિલ્લાપરથી ગોલંદાજોએ તોપોનો મારો શરૂ કર્યો તે સિંધીઓથી સહન થઇ શકયો નહિં. તેઓ નુકશાની સહન કરી, પાછા પોતાની મુખ્ય છાવણીમાં વળી આવ્યા. ગુલામશાહે પોતાના સેનાપતિ દરિયાખાનને લશ્કર સાથે સાંધાણ જાગીરદાર પાસેથી દંડ લેવા મોકલ્યો. તેને સાંધાણના ઠાકોરશ્રી કુડધરજીએ દંડ આપવાની ના પાડી, જેથી લડાઇ શરૂ થઇ. સિંધી સરદાર દરિયાખાને સાંધાણ ઉપર તોપોનો મારો ચલાવ્યો. તેના ગોળાઓનાં નિશાન હજુ સાંધાણના કિલ્લાની

ઉતરાદી દિવાલપર જોવામાં આવે છે. આ ગોલંદાજીના જવાબ તરીકે સાંધાણના જાગીરદારે પોતાના દરબાર ગઢ ઉપરથી તોપો ચલાયો, તેના મારાથી સિંધીઓ મેદાનમાં ટકી શક્યા નહિં, અને તેમનું તોપખાનું ઉડી ગયું. સિંધીઓ પોતાની છાવણીમાંથી નવી મદદ મેળવી સાંધાણ ઉપર હુમલો લાવ્યા. સાંધાણના લશ્કરે તેમનો સામનો કર્યો. આ લડાઇમાં સિંધનો સેનાપતિ દરિયાખાન તથા તેનું લશ્કર કામ આવી ગયાં. સાંધાણના કુશળ જાગીરદારે ગુલામશાહને દંડને બદલે મોટી શિકસ્ત આપી. ઝારાના વિજય પછી સરદાર દરિયાખાનનું મરણ અને સાંધાણવાળા પરાજયથી ગુલામશાહ ઘણો ગભરાયો અને વિમાસણમાં પડ્યો. આ વખતે પુંજો શેઠ તેની પાસે હતો. જીવણશેઠ મરાયો, અને મહારાજા શ્રી ગોડજીએ તેને દિવાનગીરી આપવાનું ખાનગી કેહેણ મોકલી સમજાવી લીધો હતો, વિગેરે કારણોથી ગુલામશાહ સાથેનો તેનો સ્વાર્થ બંધ થયો, એટલે તે તેનાથી તરતમાં છૂટો પડવાને ઇચ્છતો હતો. ગુલામશાહ પાસે પોતાની આબરૂ જાળવી આ કામ ફતેહમંદ કરવાની બહુજ થોડી આશા હતી. પણ સાંધાણના સયોગોએ તેને ઘણી મદદ કરી. ગુલામશાહે પુંજાશેઠને પૂછ્યું કે ભૂજ પહોંચવાના રસ્તામાં આવા સાંધાણ જેવા કેટલા કિલ્લા આવશે? તેના જવાબમાં તેણે કહ્યું કે ભૂજ પહોંચવાના સરિયામ રસ્તાઓપરના કુવાઓમાં ઝેર નાંખવામાં આવ્યું છે, માટે જાડેજા ભાયાતોના ગામ પાસેથી જવું પડશે; વચમાં સાંધાણ જેવા ૩૬૦ કિલ્લા આવશે. ભૂજ નગરમાં નવાનગરની શિરબંધી અને રાયધણપુરના ઘોડેસ્વારો ઘણા જોરાવર છે. ભૂજનગર જઇશું તો આપણી મેળવેલી કીર્ત્તિ રદ્દ જશે. ગુલામશાહે કહ્યું કે, રાવશ્રીની બહેન લગ્નમાં મળે તો પાછા વળી જઇએ. પુંજા શેઠે તે બાબતની ગોઠવણ પાછળથી પાર ઉતારવાનું કબુલ કર્યું અને પોતાના દીકરા દેવજીને જામીનગીરીમાં આપી ગુલામશાહને સિંધ તરફ રવાના કીધો. પોતે ભૂજ નગર આવ્યો. ત્યાં તેનો મહારાજાશ્રી રાવ સાહેબે ઘણા માનથી આદર સત્કાર કર્યો અને દિવાન પદ સોંપ્યું.

સાંધાણ અને વરાડીઆ પાસેથી પોતાની છાવણી ઉઠાવી ગુલામશાહ મજલ દર મજલ રસ્તો કાપતો માક, પાવર, બન્ની પ્રગણાં પસાર કરી રણમાં આવ્યો. ત્યાં પચ્છમ પ્રગણાના કુંવાર બેટ પાસે તેણે વિશ્રાંતી મેળવવા પડાવ નાંખ્યો. પણ તેને વિશ્રાંતી મળી શકી નહિ. નલીઆના જાડેજા શ્રી લખધીરજી, ખેંગારજી અને માલાજી વિગેરે પોતાના માણસો સાથે ઝારાના યુધ્ધમાં વીરત્વથી લડત ચલાવી કામ આવ્યા હતા, તે હકીકત આપણે આગળ વાંચી ગયા છીએ. નલીઆના જાડેજા ભાયાતો કચ્છના મહાન યોધ્ધા સાહેબજીના વંશજ સાહેબ કોરો છે. તેમનામાં ક્ષાત્ર તેજ અને શૂરવીરતાનું ખમીર અદ્યાપિ ઝળકતું રહેલું છે. નલીઆના જાડેજાઓમાંથી કેટલાક વીરનરો લગ્ન પ્રસંગે પરદેશ ગયા હતા, જેથી ઝારાની લડાઇમાં ભાગ લઇ શકયા નહતા. તેઓ દેશમાં આવ્યા ત્યારે તેમને લાગ્યું કે કે આપણે સ્વદેશ તરફની ફરજ બજાવવાને ભાગ્યશાળી થયા નથી; જેથી ગુલામશાહની પાછળ જઈ તેના સાથે લડીને આપણી ફરજ અદા કરી દેવી જોઇએ. એવો ઠરાવ કરીને નલીઆના જાડેજા કલાજી વિગેરે આગેવાનોએ પોતાની એક ચુનંદી ટુકડી બનાવી, એક તોપ સાથે રાખી ગુલામશાહનો કુંબાલો પકડયો. કુંવાર બેટ પાસેના રણમાં તેમનો ભેટો થયો, લડાઇ ચાલી. તોપનો મોરચો ગોઠવી નલીઆના તોપચીઓએ સિંધી છાવણી પર ગોળીઓનો મારો શરૂ કર્યો. બીજી બાજુએથી જાડેજા કલાજીની સરદારી નીચે નલીઆની ટુકડીના જવાનો સિંધી લશ્કરપર તુટી પડયા અને તેનો કચરઘાણ વાળવા લાગ્યા. ભયંકર કતલ શરૂ થઈ. ગુલામશાહે છાવણી ઉઠાવી પોતાના લશ્કરને સિંધ તરફ કુચ કરવા હુકમ આપ્યો. તોપના ગોળાઓથી સિંધીઓના પુરજે પુરજા ઉડવા લાગ્યા; તેમના લશ્કરમાં ગભરાટ ફેલાયો; નાશ ભાગ શરૂ થઇ. ગુલામશાહે બેઅખતિયાર ભાગતા સૈનિકોને અટકાવી નલીઆની ટુકડીથી સામનો કરવા પોતાના સરદારોને આજ્ઞા આપી, કચ્છીઓ સાથે લડવાને ખડા રાખ્યા. શુરવીર કલોજી વિગેરે આવેશથી લડતા હતા. મદોન્મત વાઘની માફક ફલંગો મારતો

કલોજી શત્રુ સૈન્ય સાથે ભીડયોં. તે સિંધીઓને ઘાસની માફક કાપી નાંખતો હતો; તેમના સાથીઓ પણ બહાદુરીથી લડી રહયા હતા. "**कलो ठेंके गज बचार जाणे नरी प जी भाजार**" તેણે અનેક સિંધીઓને યમદ્વાર પહોંચાડયા; અનેક ઘાયલ થઇ રણમાં રોળાયા. સિંધીઓની સખ્યા વધારે હતી. તેમણે કચ્છી ટુકડીને ઘેરી લીધી; તુમુલ યુદ્ધ મચી રહ્યું, સિંધી લશ્કરને મોટું નુકશાન પહોંચ્યું. કચ્છીઓ ઘણાખરા રણયજ્ઞમાં હોમાઇ ગયા.

નલીઆના બહાદુર જાડેજાઓએ જે સાહસ અને વીરત્વનું કામ કર્યું તેની વાતો નજીકના પચ્છમ પ્રગણામાં એકદમ ફેલાઇ ગઇ. તેપરથી ત્યાંના બહાદુર સમાઓ નલીઆવાળાને મદદ કરવા તથા ગુલામશાહ સાથે લડવાને તૈયારી કરી રહયા હતા. તેઓ રણક્ષેત્રમાં આવી પહોંચે તે પેહેલાં તેની ખબર ગુલામશાહને પડી જતાં તે ઘણો ગભરાયો અને સત્વર સિંધ પહોંચી જવાનો તેણે ઠરાવ કરીને પોતાના લશ્કરને તાકીદથી કુચ કરવાનો હુકમ કર્યો. ગુલામશાહને નલીઆના શૂરવીર જાડેજાઓની વળતી મુલાકાત ઘણી ભારે પડી હતી. પોતાના બાકી રહેલા માણુસો ને લઇ કચ્છનું રણ ઝટપટ પાર કરી તે સિંધ જતો રહયો. કચ્છની સરહદ મૂકી તેણે છુટકારાનો દમ ખેચ્યો, અને કચ્છ દેશપરથી ઝઝુમતા ભયનું વાદળ દૂર થયું.

કુંવાર બેટ પાસેની લડાઇમાં નલીઆના જે શૂરવીર જાડેજાઓ કામ આવ્યા હતા, તેમના પાળીઆ-સ્મરણ સ્તંભો ત્યાં ઉભા કરવામાં આવ્યા છે. આ પાળીઆઓનાં દર્શન કરવા તેમજ માનતા ઉતારવા માટે તેમના વંશજો અને ભાયાતો ત્યાં જાય છે. આ વીર ઝુંઝારોની પ્રતિમૂર્તિઓને ગામ નલીઆમાં વિધી પૂર્વક પ્રતિષ્ઠા કરીને પધરાવવામાં આવેલ છે. તેની નિયમિત પૂજા થાય છે તથા મેળો ભરાય છે. કારણકે ક્ષત્રિય વીરોનું સ્મરણ અને વીરપૂજા એ રાજપૂતોના મુખ્ય ધર્મ છે.

ક્ષત્રીવટના યુગ જૂના ધર્મો, વીર રાજપૂતોના બલિદાનો અને તેમના વિજયોનો ઇતિહાસ જગતને ચકિત બનાવનારો ભારતવર્ષની તવારીખમાં સુવર્ણાક્ષરે અંકિત થયેલ છે. તેમાં સમાવંશનો ઇતિહાસ ખરા ક્ષત્રિયોની લાયકાતનો દાખલો પૂરો પાડે છે. નલીઆના જે વીર જાડેજાઓ મુખ્ય લડાઇમાં હાજર નહતા, તેમના મનમાં ફરજની હોંશ રહી જતી હતી; તે અદા કરવાને તેમણે વીરોચિત્ પ્રયત્ન કર્યો. વાંચનાર! દેશ છોડી જતા બળવાન દુશ્મનની પાછળ જઈ તેની સાથે લડીને હોમાઈ જવા માટે તે મુઠ્ઠીભર બહાદુર રાજપૂતોને કોણે પ્રેરણા કરી હતી? ક્ષત્રીવટ અને રાજપૂત ધર્મેજ તેમને મૃત્યુને સહર્ષ ભેટવા પ્રેર્યા હતા. ધન્ય છે તે વીર નરોને કે જેમણે સ્વદેશ તથા સ્વધર્મની ખાતર પ્રાણાર્પણ કરી પોતાને અમૃતના અધિકારી બનાવ્યા છે.

## પ્રકરણ ૧૧ મું.

### પુંજાશેઠનો ફેજ અને ગુલામશાહની બીજી લડાઈ.

ભૂજનગર જઈ દિવાનપદ મેળવ્યા પછી પુંજાશેઠે પેહેલું કામ એ કર્યું કે, જામનગર અને રાયધણપુરના લશ્કરોને રૂખસદ આપી. રાયધણપુરની ઘોડેસ્વાર પલટનનો ચાર મહિના માટે કોરી નવલાખ પગાર ઠરાવવામાં આવ્યો હતો. તે લેવા માટે તેઓ મહારાવશ્રીને ઘણા કનડતા હતા, અને તે બદલ ભૂજ કબજે કરવા માગતા હતા. તેને શામ, દામ અને ભયથી દૂર કર્યા.

ઝારાની લડાઇ પ્રસંગે રાજ્યને મોટું ખર્ચ થયું હતું. રાજ્ય કારભાર ચલાવવામાં આર્થિક મુંઝવણો આવતી હતી, તે ટાળવા પુંજાશેઠે વાગડ ઉપર ચડાઇ કરી. કંથકોટના જાગીરદાર તથા બીજા ગરાસીઆ લોકો પાસેથી મોટી રકમનો દંડ વસુલ કર્યો. અબડાસા તાલુકાનું વેપાર વણજ અને ધંધા રોજગારમાં સમૃધ્ધ થયેલું નલીઆ શેહેર લૂટયું. કચ્છના બંદરોના કારભારીઓ પાસેથી કારસાજી મગાવવાનો પ્રબંધ કર્યો. મહારાજા શ્રી ગોડજીએ સ્વતંત્ર અધિકાર આપ્યો હતો. ગુલામશાહ

પુંજાશેઠના દીકરા દેવજીને સાંધાણવાળી શરતો પૂરી પાડવા માટે જામીન તરીકે સિંહ હૈદ્રાબાદ લઇ ગયો હતો. તેને મુક્ત કરાવવા પુંજોશેઠ ઘણો ચિંતાતુર રેહેતો હતો. તેણે મહારાવશ્રીને તેમની બેહેન ગુલામશાહ સાથે પરણાવવા માટે અનેકવાર દબાણ કરેલું પણ મહારાવશ્રીની તેમ કરવાની ઇચ્છા બિલકુલ નહતી. પુંજોશેઠ સિંધથી લસ્કર લાવી ફરજિયાત કામદાર થયો હતા તેથી મહારાજા રાવસાહેબના મનમાં તેના ઉપર ડંખ હતો. તેમાં રાજ્યકન્યાનાં ગુલામશાહ સાથેનાં લગ્નની માગણીએ ઓર વધારો કીધો. આ બાબત ઉપરથી ગંભીર પરિસ્થિતિ ઉભી થવાનો સંભવ જાણી, મહારાવશ્રીએ કિલ્લાઓ મમરાવી નવું લસ્કર ઉભું કરી લીધું ત્યારે તેમણે પુંજાશેઠથી પોતાને મુક્ત કરવા નિશ્ચય કીધો.

ગુલામશાહ સાથેની કબુલાતનો અમલ બે વર્ષની મુદત વીતી ગયા છતાં પુંજા શેઠથી થઇ શક્યો નહિં. તેથી તે મહારાવશ્રીને વધારે કનડવા લાગ્યો, તે તેમને ઠીક નહીં લાગતાં પુંજાશેઠને કેદ કરવાનો હુકમ કર્યો, અને તેને મોટી બેડીઓ નાંખવામાં આવી. કેદ કર્યા પછી દશમે દિવસે તેને બલાત્કારે ઝેર પાઇ મારી નાખવામાં આવ્યો.

પુંજાશેઠે મોટી જહેમત ઉઠાવી માત્ર બે વર્ષ સુધી કચ્છની દિવાનગીરી ભોગવી. તે રાજનીતિ કુશળ અને બહાદુર પુરૂષ હતો. તે સાથે તે ઘણો દુરાગ્રહી પણ હતો. જીવણશેઠ પાસેથી વેરની વસુલાત કરવાને બહાને તેણે "ઝારા માર્યા"નો કેર કરાવ્યો. સ્વદેશ તથા રાજપ્રજાને મોટું નુકશાન પહોંચાડયું. તે પરથી કેટલાક તેને દેશદ્રોહીનું ઉપનામ આપે છે. પણ તેને દેશદ્રોહી ઠરાવવો ભારે પડતો છે. સાંધાણ પાસે ગુલામશાહને તેણે જે હકીકત કહી તથા મોઢાની શરતો કરી ઉપરથી તે દેશદ્રોહી નહતો. પોતાનો સ્વાર્થ સધાયો જાણી તેણે ફેરવી બાંધી હતી. જો તેણે તેમ કર્યું ન હોત તો, પરદેશીઓ અને પરધર્મીઓને હાથે દેશને હજુ વધારે રક્તપાત અને નુકશાન ભોગવવું પડત. તે તેણે કુશળતાથી થવા દીધેલ

નથી. એ વિગેરે કારણોથી, આપણે તેને દેશદ્રોહીનું ઉપનામ આપી શકતા નથી. તેણે જે દુરાગ્રહ અને સ્વાર્થને સેવ્યો હતો તેનું ફળ તેને ભોગવવું પડ્યું હતું. ગુજરાતના વાઘેલા રાજા કરણ અને ગુજરાત દેશ પ્રત્યે તેના પ્રધાન માધવે જે કામ કર્યું તેનાથી પુંજાશેઠનું વર્ત્તન જૂદી રીતનું હોવાથી, દેશદ્રોહીના દોષને પાત્ર તે થઇ શકતો નથી. છતા પુંજાશેઠના પિતા કચ્છના મહાન પ્રધાન દેવકર્ણ શેઠે કચ્છ દેશની જે અમુલ્ય સેવા બજાવીને તેને આબાદ કર્યો હતો; તેમાં પુંજાશેઠે આ ઘોર અપકૃત્ય કરીને મોટું ભંગાણ પાડયું હતું.

પુંજાશેઠના મરણના ખબર ગુલામશાહને મળતાં તે ઘણોજ ઉશ્કેરાયો. તેણે સિંધમાં પચાસ હજારનું સૈન્ય એકઠું કર્યું અને તે સાથે તેણે કચ્છ ઉપર ફરી ચડાઇ લઇ આવવાનો ઠરાવ કર્યો. તે કચ્છનું મોટું રણ પાર કરી નરા રસ્તે કચ્છમાં દાખલ થયો. નરો ગામ ખાલી કરવામાં આવ્યું હતું. નરેથી કુચ કરી તે મુળુ પાસે આવ્યો. ત્યાંના જાગીદારે તેની કોઇ શરત માની નહિં. સિંધીઓએ હુમલો કરવાથી ત્યાંના એંગી રાજપૂતો સામા થયા, અને વીરત્વથી લડયા. તેમને હાર કરી ગુલામશાહ આગળ વધ્યો, અને કાંઇપણ અડચણ વગર ભૂજનગરના પાદરમાં આવી પહોંચ્યો. રૂદ્રમાતાની જગ્યા પાસે છાવણી નાંખી તેણે દિવાન ગીદુમલને કરાર તોડવાનું કારણ પૂછવા મહારાજાશ્રી રાવસાહેબ પાસે ભૂજનગર મોકલ્યો. ગીદુમલ શેહેરમાં દાખલ થયો ત્યારે કરી રાખેલા સંકેત પ્રમાણે આલમપનાહ ગઢ તથા ભૂજીઆ કિલ્લાપરથી કુલ તોપોના બાર કરાવ્યા. તે જોઇ ગીદુમલ આશ્ચર્યચકિત થયો. તેણે રાવશ્રી પાસે તેમની બેહેનનું ગુલામશાહ માટે માગું કર્યું, પણ રાવશ્રીએ ચોખ્ખા શબ્દોમાં ના પાડી. ગીદુમલ તરતજ પોતાની છાવણીમાં પાછો ફર્યો. તેણે ગુલામશાહને ભુજના કિલ્લા અને લશ્કરની તૈયારીની હકીકત નિવેદન કરી. જેથી ગુલામશાહે ડરીને સુલેહની ચોવટ મોકલી. તેમાં એવું ઠર્યું કે એક હલકા જાડેજાની કન્યા તેને આપવી. અને ખામરના

જાડેજાની કુંવરીને નામે એક કન્યા લઇ ગુલામશાહ સિંધ તરફ વળી નીકળ્યો.

આ વખતે સિંધુ નદીની પૂર્વ શાખાનાં મીઠાં પાણીનાં પૂર કચ્છના રણમાં લખપત નગર સુધી આવતા હતાં. તેથી બન્ની વિગેરે ઠેકાણે ચોખાનો મોટો પાક થતો હતો. તેની કચ્છ દરબારને દર સાલ કોરી આઠ લાખ જેટલી પેદાશ થતી હતી. તે મીઠું પાણી ગુલામશાહે આડો બંધ બંધાવીને અટકાવ્યું. આ બંધને લોકો અરડ બંધ કહે છે. તે બંધ નંખાયા પછી સંવત્ ૧૮૭૬ની સાલે કચ્છમાં મોટો ધરતીકંપ થયો, જેથી મીઠાં પાણી આવવાની જગ્યા ઉપસી આવીને હમેશને માટે તે પાણીનાં વહેણ બંધ થયાં છે. આ પાણીનાં વહેણ પાછાં ચાલુ કરવાની તજવીજો અને તપાસો કચ્છ રાજ્ય તરફથી કરવામાં આવેલ છે, પણ અદ્યાપિ તેનું વેહેવારૂ પરિણામ આવેલું નથી.

ઝારાના યુદ્ધ પછી ગુલામશાહ દશ વર્ષે એટલે સંવત્ ૧૮૨૯ ની સાલે ગુજર્યો. તે પછી તેનો દીકરો સરફરાજ તેની ગાદીએ આવ્યો. તે ઘણો નબળો હતો. તેણે પુંજાશેઠના દીકરા દેવજીને હૈદ્રાબાદથી મુક્ત કરી ભુજ નગર જવા દીધો. મહારાવશ્રી ગોડજીએ દેવજીશેઠને કચ્છનું દિવાનપદ લેવા ફરમાવ્યું. પણ તેણે તે નહિં સ્વીકારતાં, લખપતના કારભારીની જગ્યા આપવા અરજ કરી. તે મહારાવશ્રીએ મંજુર કરી. દેવજીશેઠે તેના કારભાર દરમ્યાન લખપતમાં વસતિ વધારી તેને આબાદ અને મજબૂત બનાવ્યું.

# પ્રકરણ ૧૨ મું.

## યુદ્ધ પછીનું કચ્છ.

**આ** મહાન વિગ્રહ ઉત્પન્ન થવાનાં મુખ્ય બે કારણો હતાં. કચ્છ દેશની વધતી જતી આબાદી અને ગૌરવથી સિંધના રાજ્યાધિકારી મીર ગુલામશાહ કલોડાની લોભી નજર કચ્છ તરફ ખેંચાઈ હતી, તેનો વિચાર કચ્છ પર ચડાઈ લાવવાનો હતો. કચ્છના મહારાજાશ્રી લખપતજીના સ્વર્ગવાસ પછી તેમના કુંવરશ્રી ગોડજી કચ્છના રાજ્યાધિકારી તરીકે સિંહાસનારૂઢ થયા હતા. તેમના વખતમાં દિવાન થવાની પુંજાશેઠને વકી હતી. પણ જીવણશેઠ દિવાનપદ પર કાયમ થઈ જવાથી પુંજાશેઠનો ભાવ પૂછાયો નહિ, અને તે ભૂજ આવી ન શકયો. તે બધી ખટપટ જીવણશેઠે કરેલી હતી. જેથી તેનું કાટલું કાઢી નાંખી કચ્છની દિવાનગીરી મેળવવી, એ પુંજાશેઠનો ઉદ્દેશ હતો. આ કારણસર હૈદ્રાબાદ જઈ ગુલામશાહને લલચાવી કચ્છપર ચડાઇ લાવવામાં તે ફત્તેહમંદ નીવડયો હતો. આ બન્ને કારણોથી આ યુદ્ધની ઉત્પત્તિ થયેલી હતી.

યુદ્ધનાં ભયંકર પરિણામોનો અંત લોહીથી ખરડાયલાં રણક્ષેત્રોમાંજ આવતો નથી. પણ તેની અસર આખા દેશને ઘણે દૂર સુધી લાગુ પડે

છે. ઝારાનાં યુધ્ધમાં આસરે એક લાખ માણુસોના પ્રાણ ગયા. યુદ્ધના કોલાહલ અને તોપો તથા બંદુકોની ગર્જના તેમજ શમશેરો અને સાંગો વિગેરે હથિયારોનો ઉપયોગ બંધ થયો, પણ કચ્છ અને સિંધદેશનાં હજારો ઘરોમાંથી અનાથ વિધવાઓ અને નિરાધાર બાળકોના કરૂણ વિલાપો નીકળવા લાગ્યા. આ સર્વનાશી યુદ્ધથી બન્ને પક્ષો અને બન્ને દેશો–સિંધ અને કચ્છ–ને જન, ધનનું અપાર નુકશાન થયું છે. તેમાં કામ આવેલા હજારો માણુસોને લીધે બન્ને દેશોના ઉત્તમ લડવૈયાઓ ખપી ગયા હતા. અસંખ્ય ઘરોમાં કાણો મંડાઈ હતી. અનેક વીર રજપુતાણીઓ સતિઓ થઈ હતી. રાજા પ્રજાના સંચિત દ્રવ્યનો ઘણો નાશ થયો હતો. આ લડાઇમાં કોનો જય અને કોનો પરાજય થયો તે સમજવું મુશ્કેલ છે. રણુક્ષેત્ર ઝારા ડુંગર પર બધું કચ્છી લશ્કર તેના સર્વ સરદારો શીખે ખપી ગયું હતું. સિંધીઓનો નાશ તેથી ઘણો વધારે થયો હતો, એ વાત ખરી છે; કિંતુ ગુલામશાહ પોતાના બાકી રહેલો કેટલાક લશ્કર સાથે કચ્છમાં દાખલ થવા પામ્યો હતો, તે તેની જીત બતાવનારૂં કારણુ કહી શકાય. પણુ તે જીત જાણુવા જેવી ન હતી. કચ્છના કેટલાક જાગીરદારો પાસેથી તેણે દંડ લીધા, લૂટફાટ ચલાવી, ગામડાં બાળ્યાં; પણુ રાહપર ગઢવાળી, સાંધાણ અને કુંવાર બેટ પાસે તેણે મોટી શિકસ્ત ખાધી હતી. તેથી તે જો કે આગળ પગલું ભરતો તે અટકયો હતો, પણુ તેથી તે પરાજય પામ્યો હતો, અને કચ્છીઓ જીત્યા હતા એમ માની શકાય નહિં. જો કચ્છીઓએ કચ્છની અંદર નવિન બળ સંગઠ્ઠન કરી ગુલામશાહને પુરેપુરો હરાવ્યો હોત, તો તેમની તે મહાન ફતેહ ગણુાત. પણુ તે પ્રમાણે કચ્છીઓથી બની શકયું નહિં, એ તેમની યોજના શકિત અને વ્યવસ્થા જાળવવાની ખામીનું પરિણામ હતું. યુદ્ધનું પરિણામ કોના લાભમાં આવ્યું તે શરૂઆતથી આખર સુધી બની ગયેલી સર્વ ઘટનાઓ પરથી સ્પષ્ટ થતું નથી. ગુલામશાહ મોટું લશ્કર મોટા ખર્ચે કચ્છમાં લાવ્યો હતો. તે ખર્ચ પાસે તેણે મેળવેલ દંડ તથા કરેલી લૂંટો કાંઈ હિસાબમાં નથી. છેવટ તે

પુંજા શેઠની મોઢાની શરતો લઈ મોટી ખુવારી અને હલાકી ભોગવી કચ્છ છોડી ગયો હતો. તેની ધારેલી ઇચ્છાઓ બર આવી નહતી. આ વિગ્રહમાં અવ્યવસ્થિતપણું અને તેને લીધે થયેલ રક્તપાત તથા નુકસાની સિવાય બીજું કાંઈ ચોકસ પરિણામ આવેલું જણાતું નથી.

બીજી ચડાઇમાં પણ મીર ગુલામશાહ મહારાજાશ્રી ગોડજી પાસે પુંજા શેઠની કરેલી શરતો કબુલ કરાવી શકયો ન હતો. અને મહારાવશ્રીની બહેનને બદલે ખાખરની એક કન્યા લઈ પાછો ફર્યો હતો.

કચ્છ દેશને મુકાબલે સિંધદેશ વધારે વિશાળ છે. ત્યાંના રાજ્યાધિકારીનાં સાધન સંપત્તિ કચ્છ રાજ્ય કરતાં ઘણાં વધારે હતાં. સિંધનું સૈન્ય મોટું અને જોરાવર હતું. કચ્છીઓનું લશ્કર તેથી નાનું પણ બલવાન હતું. ઝારા જેવા દુર્ભેદ્ય રણક્ષેત્રની કુદરતી સાહયતાનો લાભ જીવણશેઠની ભૂલોથી લેવાઇ શકાયો નહતો, એ ખેદકારક છે. સિંધીઓનું લસ્કર રણની મોટી મજલ કાપી, ભુખ્યું, તરસ્યું અને થાકયું પાકયું આવેલું પડયું હતું. તેપર તાત્કાલિક હુમલો કરવામાં આવત તો બેશક જૂદું પરિણામ આવત. વળી ગુલામશાહ અને પુંજાશેઠની ચોવટને બહાને થયેલી દગાની રમત જીવણશેઠ સમજી શકયો નહિં, અને ભૂલાવામાં પડી ગફલતમાં રહયો, જેથી લડાઇના પહેલા દિવસની પ્રભાતે સુતેલા કચ્છી લશ્કરનો ઘાણ નીકળી ગયો હતો. ભૂજથી આવતું દારૂખાનું દુશ્મનોને હાથ લાગી ગયું હતુ, એક મોટી તોપ ફાટી પડી હતીઃ એ વિગેરે સંયોગોને લીધે, ઝારાના યુદ્ધમાં કચ્છીઓને વિપરિત પરિણામો ભોગવવાં પડયાં હતાં. તેની સઘળી જવાબદારી જીવણશેઠપર રહી શકે છે. જો તે પુરતી તકેદારીથી લડયો હોત તો સિંધીઓ ઝારાના સમરાંગણમાં પગ મુકવાને પણ અશકત નિવડત, એમ ઝારાનું યુદ્ધસ્થલ નજરે જોતાં જણાઇ આવે છે.

ઝારાના યુદ્ધથી પેહેલાં ત્રીશેક વર્ષપર, મહારાજા શ્રીદેશલજી પહેલાના વખતમાં, અમદાવાદનો સુબો શેરબુલંદખાન પચાસ હજારના બળવાન લશ્ક-

રથી ભૂજનગર પર ચડી આવ્યો હતો, તે હકીકત આપણે આગળ જોઇ ગયા છીએ. શેરબુલંદખાનના મોટા લશ્કર ને દિવાન દેવકર્ણશેઠે થોડા વખતની તૈયારીમાં નાનાં પણ ચુનંદા લશ્કરથી મ્હાત કરી તેની છાવણી લુંટી લીધી હતી; અને તે કચ્છમાંથી જાન બચાવી નાસી છુટયો હતો. આ મહાન વિજય દેવકર્ણશેઠની બહાદૂરી તથા લડાયક કુનેહ ને લીધે થયો હતો. ઝારાની લડાઇમાં જીવણશેઠ પાસે સૈન્ય ઘણું મોટું હતું, છતાં તે યુધ્ધ વિદ્યામાં તથા યુધ્ધની યોજનાઓ કરવામાં કાચો નિવડયો, તેથી તેણે અનેક કચ્છીઓની સાથે પોતાનો જાન ખોયો.

મહારાવશ્રી ગોડજી સંવત ૧૮૩૫ ની સાલે દેવ લોક પામ્યા. તેમણે ૧૮ વર્ષ રાજ્ય કર્યું. તેમના અમલમાં ઝારાનું યુદ્ધ, ગુલામશાહની બીજી ચડાઇ, ગુલામશાહના દીકરા મીર "સરફ્રાજ" અને મીર "બિઝર" ની ચડાઇઓ વિગેરે કચ્છ દેશપર સંકટોની પરંપરા ઉતરી આવેલી હતી, તેથી કચ્છને ઘણું નુકસાન થયું હતું. મીર સરફ્રાજ અને બિઝરની ચડાઇયો વખતે કચ્છીઓએ તેમને બહાદૂરીથી મ્હાત કરી નસાડયા હતા. મહારાજાશ્રી ગોડજી કચ્છ દેશના બહાદૂર અને કુશળ રાજાઓની ગણનામાં આવી શકે તેવા રાજનીતિજ્ઞ અને શૂરવીર રાજા હતા. ગુલામશાહ જેવા પ્રબળ શત્રુ સામે પોતાની રાજપૂત ટેક જાળવવા તેઓ ફતેહમંદ નિવડયા હતા. પરદેશીઓના વખતો વખત થતા હુમલાઓથી કચ્છમાં ઘોર અશાંતિનો જમાનો ઉપસ્થિત થયો હતો. મહારાવશ્રી ગોડજીએ પોતાના રાજ્ય અમલમાં કચ્છ રાજ્ય અને કચ્છી પ્રજાને પરદેશી અને પરધર્મીઓના અત્યારચારોથી બચાવી લીધાં હતાં. જાડેજા ભાયાતો અને અન્ય રાજપૂત કોમે સ્વદેશ તથા સ્વધર્મના રક્ષણ માટે જીવના જોખમે ઘણું કામ કર્યું હતું. તેટલા માટે તેમની તથા મહારાવશ્રી ગોડજીની કચ્છી પ્રજા સદાની ઋણી રેહેશે.

મહારાવશ્રી ગોડજીના સ્વર્ગવાસ પછી તેમના કુમારશ્રી રાયધણજી ગાદીએ આવ્યા. આ રાજા નબળા મનોબળવાળા અને તરંગી હતા.

તેમના વખતમાં દેશની સ્થિતિ ઘણી ડામાડોળ થઇ બગડતી ચાલી હતી. તેમના નાનાભાઇ કુમારશ્રી પ્રથીરાજજી ઉર્ફે ભાઇજી બાવો ઘણા પરાક્રમી પુરૂષ હતા. તેમણે પોતાની નાની ઉમ્મરમાં રાજકારભારની લગામ પોતાને હાથ લીધી હતી. જેથી દેશની સ્થિતિ તેમની કુશળતાથી કાંઇક સુધરી હતી. તેમનો પ્રભાવ દેશ ઉપર પડવા લાગ્યો. તે દરમ્યાન તેમનો સ્વર્ગવાસ-૨૭ વર્ષની તરૂણાવસ્થામાં થતાં, તે વખતે કચ્છ દેશને તેમની મોટી ખોટ પડી હતી.

ઝારાના યુધ્ધ પછી પચીસમે વર્ષે કચ્છના ઇતિહાસમાં એક નવું પાનું ઉઘડયું હતું. નોતિયાર જાતિનો ફતેહમંહમદ નામે શખ્સ પોતાનાં બુધ્ધિ-બળ અને વીરત્વથી કચ્છમાં આગળ પડતો ભાગ લેતો થયો હતો. તે એક બકરાં ચારનાર હતો. તે સિપાઇમાંથી કચ્છના મૂખ્ય સેનાપતિ અને મૂખ્ય પ્રધાનની પદ્દીએ પહોંચ્યો હતો. તેના હાથમાં કચ્છ દેશની લગામ આવતાં, તેણે દેશ સુધારવાની અને રાજ્યની સત્તા વધારવાની તજવીજ કરવા માંડી: દેશમાં શાંતિ અને આબાદી વધારવાના પ્રયત્નો કર્યા. વાગડ અને કચ્છના બીજા ભાગોના જાગીરદારો, જે દરબારશ્રીથી સ્વતંત્ર થઈ ગયા હતા તેમને રાજ્ય સત્તાથી કાબુમાં લીધા. માંડવી, અંજાર, મુંદ્રા, લખપત, વિગેરેના કારભારીઓ, દરબારી હુકમ નહિં માનતાં નિરંકુશ બની રાજ્યની પેદાશ પચાવી પાડી મજબૂત બન્યા હતા. આ વખતે કચ્છમાં અરાજકતા અને સ્વેચ્છાચારનું સામ્રાજ્ય ફેલાયું હતું. “બાર ભાઇઓનું રાજ્ય” એવું તેને ઉપનામ મળ્યું હતું. તેને આ સ્વદેશભક્તે પોતાની અલૌકિક પ્રતિભાશક્તિ, વીરત્વ અને કર્તવ્યપરાયણુતાથી સઘળાઓને દરબારશ્રીની આણમાં લીધા હતા. સિંધીઓની સામે ટક્કર લેવા લખપતનો કિલ્લો નવેસર ચણાવી તેપર મોટી તોપો ચડાવી. કાઠિયાવાડ તથા રાયધણપુર ઉપર ચડાઇઓ કરી તેણે ફત્તેહ મેળવી હતી. બ્રિટિશ કંપની સરકારના અમલદારો જમાદાર ફત્તેહમહમદથી ડરતા હતા. તેના વખતમાં તેઓ કચ્છમાં પગપેસારો કરી શકયા નહતા. કંપની સરકારના નેટિવ એજંટ



જમાદાર ફતેહમહમંદ

Lakshmi Art, Bombay 8.

ગુંદીઆળીના બ્રહ્મક્ષત્રી શેઠ સુંદરજી શિવજીનો તે વખતે ઉદય થયો હતો. તે પણ જમાદાર ફતેહમહમદથી બીતો હતો. મૂળ કચ્છના વતની હૈદર-અલીએ મૈસુર–શ્રીરંગપટ્ટણમાં રાજ્યાધિકાર મેળવ્યો હતો. તેનો પુત્ર ટીપુસુલતાન જે મૈસુર દેશનો રાજા હતો, તેની સાથે જમાદાર ફતેહમહમદની દોસ્તી થઈ હતી.

જમાદાર ફતેહમહમદે પોતાની તથા કચ્છ દેશની પ્રતિષ્ઠા દૂર દેશોમાં ઘણી ફેલાવી હતી. તે બહાદૂર અને સ્વદેશાભિમાની પુરૂષ હતો તેણે પોતાના સ્વાર્થ કરતાં કચ્છ રાજ્ય અને કચ્છી પ્રજાને આબાદ અને મજબૂત બનાવવાનું કાર્ય કર્યું હતું, અને તે "કચ્છ કેસરી"નું ઉપનામ મેળવી વિખ્યાત થયો હતો. કચ્છની સુવ્યવસ્થા જાળવવા તથા તેને સુરક્ષિત બનાવવા તેણે અથાક શ્રમ લીધો હતો. કચ્છના લશ્કરને સારી સ્થિતિમાં મૂકેલ હતું. તેણે જે જે ચડાઇઓ અને લડાઇઓ કરી હતી, તેમાં તેણે ફત્તેહ મેળવી હતી. દિવાન દેવકર્ણ શેઠ પછી આ બીજો મહાન કચ્છી પેદા થયો હતો. ઝારાના યુધ્ધ પછી અને મહારાવશ્રીરાયધણજીના વખતમાં કચ્છની થયેલી અવ્યવસ્થિત હાલતને સુધારનાર આ વીર શિરોમણી હતો. જેણે કચ્છને ફરી ઉન્નતિના માર્ગે લીધો હતો. આવા સ્વદેશાભિમાની વીર પુરૂષો કચ્છ દેશમાં પુનઃ પુનઃ પેદા થાય અને તેઓ કચ્છ રાજ્ય અને કચ્છી પ્રજાની આબાદી અને ગૌરવ વધારે એવી આપણે જગદીશ્વરને પ્રાર્થના કરીશું. અસ્તુઃ

जनणि जणजे भक्तजन, कां दाता कां शूर;
नहिं कां रेहेजे वाझणीं, मती गुमाये नूर.

# —સંસાર ચક્ર—

'સ્વદેશ'

માં

પ્રકટ થતી

આપની માનીતી વાર્તા

નો

પ્રથમ ભાગ



વાંચક વર્ગની ખાસ માગણીથી

થોડા વખતમાં

પ્રકટ કરવામાં આવશે.

ગ્રાહક થવા માટે

'સ્વદેશ' કાર્યાલયમાં લખો.

આ પુસ્તક ફરામજી બેરામજી મોદીએ નંબર ૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ મુંબઇ મધ્યે આવેલાં પોતાના **નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં** છાપ્યું છે અને શ્રી. **બી. એન, મહીશેરીએ** નાં. ૬૩, મસ્જીદ બંદર રોડ, માંડવી (મુંબઇ)ની 'સ્વદેશ'ની ઓફીસમાંથી પ્રસીધ્ધ કર્યું છે.